શ્રી શ્રી રાધાવલ્લભો જયતિ
શ્રી હિતહરિવંશચંદ્રો જયતિ

# શ્રી શ્રી મહાપ્રસાદ મહિમા

અને

## એકાદશીવ્રત

લેખકઃ—
શ્રી રાધાવલ્લભીય સંપ્રદાયાચાર્ય [redacted]
ગોવર્ધનલાલજી મહારાજ કવિ ચૂડામણિ.

પ્રથમવાર ૨૦૦૦ પ્રત

સંવત્ ૧૯૮૫ ] [ સને ૧૯૨૯

કિંમત આના

શ્રી રાધાવલ્લભીય ધર્માચાર્ય
શ્રી ગોસ્વામી ૧૦૦૮ શ્રી હિત હરિવંશ ચન્દ્રવંશાવતંશ.



શ્રી. ગોસ્વામી ગોવર્ધનલાલજી મહારાજ કવિચૂડામણિ

श्री राधावल्लभो जयति

# श्री श्री महाप्रसाद महिमा अने एकादशीव्रत

# प्रकाशकनुं प्राक्कथन

आजकाल ज्यां जुओ त्यां परमात्मा भगवान् श्री कृष्णना श्री श्री महाप्रसादनो अक्षम्य (न सही शकाय तेवो)अपराध थइ रह्यो छे. वैष्णव प्रधान आ मुंबइ जेवा मोटा शहेरमां पण कांई ए अपराध अधिक नथी एम नहि खुल्ली रीते बजारमां पण आधिकारी अने अनधिकारी, ना हाथे वेचाइ रहेलो होवाथी महाप्रसादनी जे दुर्दशा थइ रही छे ते वैष्णव एवा नामने खरेखर लज्जित करी रही छे. (शरम पमाडी रही छे) अमारा अहिं बिराजमान अहिंना पुष्टिमार्गना श्री श्री आचार्य सन्तान गोस्वामी महाराजाओ प्रत्ये अमारी अत्यन्त विनयपूर्वक नम्रप्रार्थना छे के महाप्रसादना आ घनघोर अपराध उपर आप लोको अत्यंत गंभीर विचार करशो अने जेटली जलदी थई शके तेटली जलदीथी आ अपराध जनक कुप्रथा (खराब रिवाज) नो फक्त मुंबइमांज नहि पण ज्यां ज्यां आपनो अधिकार होय तेटला तमाम स्थले समस्त भारत वर्षमां अन्त करशो. जो पुष्टिमार्गना आचार्य सन्तान श्री महाराजाओ अने तेमना शिष्य महाशयगण अमारी आ वैष्णवोचित प्रार्थनाने तुरत ध्यानमां नहि लेशे तो लाचार थइ आ विषयने अमारे पोताना हाथमां लेवो पडशे.

आनाथी पण बीजु मोटुं अपमान श्री महाप्रसादनुं एकादशी व्रत वगेरे बहानाथी घणो लांबो वखत थया (स्मृति रचनाना समयथी) समस्त भारत वर्षमां थइ रहेलुं छे. अने तेपण शास्त्रनी आण दइने अत्यन्त प्रगट रीते थइ रह्यु छे जो के आना प्रतिरोधमां अनेक दीवसोथी

ગ્રંથ રચના અને સદાચરણદ્વારા અમારા શ્રી શ્રી રાધાવલ્લભીય દૃઢ રસિક અનન્ય વૈષ્ણવ ધર્મસંપ્રદાયમાં આન્દોલન થતું રહ્યું છે. તોપણ ગત ૨૦–૨૨ વીસ બાવીસ વર્ષ પહેલા આ ગ્રન્થના રચયિતા શ્રી ગોસ્વામી ગોવર્ધનલાલજી મહારાજ કવિચૂડામણિજી મહાશયે પોતાનો "પ્રેમ જગદીશ" નામનો ભારત વિશ્રુત અનુપમ ૭૦૦ કવિતાવાળો ગ્રન્થરાજ સુપ્રકાશિત કર્યો ત્યારે કેટલાક પ્રસાદ વિરોધી શ્રી વૃન્દાવનસ્થ રાધારમણીય ગોસ્વામીઓએ એકાદશી વ્રતના નામથી એક ખોટી ગડબડ મચાવી જેનું સંપૂર્ણ વિવેચન આ ગ્રંથમાં જ લખવામાં આવ્યું છે છેવટે એ લોકોની હાર (પરાજય) થઇ અને શ્રી પ્રસાદાન્નની જીત (જય) થઇ.

ત્યારબાદ સન્ ૧૯૧૮ થી ૧૯૨૧ સુધી જ્યારે ઉક્ત શ્રી કવિ ચૂડામણિજી મહારાજે કલકત્તેથી સાપ્તાહિક હિન્દી પ્રેમપુષ્પની સાથે સાથે બંગલા સાપ્તાહિક પ્રેમપુષ્પ પ્રગટ કર્યું ત્યારે એના ભાગ ૨ અંક ૨૨ તા૦ ૧૩–૭–૧૯ માં બંગાળના કૃષ્ણનગરથી ભૂતપૂર્વ પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટ શ્રી આનન્દ ગોપાલસેન મહાશયે શ્રી કવિ ચૂડામણિજી મહોદયના અતિપ્રસિદ્ધિ પામેલ "દૃઢ રસિક અનન્ય વૈષ્ણવ ધર્મ" ગ્રન્થની સમાલોચનામાં તેની સાથે સંબંધ ધરાવનાર શ્રી શ્રી મહાપ્રસાદ અને એકાદશીવ્રતની ચર્ચા કરી અને મહાપ્રસાદની મહત્તા સ્વીકારી તેમ થવાથી ઉક્તરાધારમણીય ગોસ્વામીઓના શિરોમણિરૂપ બંગાલના ગૌડિયા વૈષ્ણવ સંપ્રદાયવાળાઓ તેમાં પણ ખાસ કરીને પૂર્વ બંગાલ ઢાકા બેતિલાના લબ્ધ પ્રતિષ્ઠ શ્રી હરિમોહન ગોસ્વામી શિરોમણિ મહાશયે એક જબરજસ્ત શાસ્ત્રાર્થ ઉભો કર્યો એટલે તેઓ તથા શ્રી માધોગોવિંદ ગોસ્વામી શ્રી રમણી મોહન નન્દી, શ્રી ગૌર ગોવિંદ ભંજ શ્રી શારદાચરણ ધર શ્રીમાધવચંદ્ર ગોસ્વામી વગેરે અને બીજીબાજુમાં બન્ને પ્રેમપુષ્પના સંપાદક શ્રી ગોસ્વામી શ્રી ગોવર્ધનલાલજી મહારાજ તથા વિદ્યાભૂષણ પંડિત શ્રી રસિક મોહન ચક્રવર્તી વગેરેમાં પરસ્પર ખૂબ પ્રશ્નોત્તરરૂપે (શાસ્ત્રાર્થ) થવા લાગ્યો શાસ્ત્રાર્થનો તમામ પ્રબન્ધ બન્ને તરફથી જુલાઇથી નવેંબર ૧૯૧૯ એટલે પુરેપુરા પાંચ મહિના સુધી દરેક અઠવાડીયે બંગલા પ્રેમપુષ્પમાં છપાતો હતો. આવશ્યકતા જણાશે તો બંગાલી ભાષાનો તે શાસ્ત્રાર્થ ગુજરાતીમાં અનુવાદ કરાવીને મુંબઇ તથા ગુજરાતના બીજા

ભાગોમાં પણ સુપ્રચારિત કરવામાં આવશે. ઉક્ત શાસ્ત્રાર્થમાં મહાપ્રસાદની જીત થઈ અને વ્રત વગેરેના પક્ષપાતિઓનો પરાજય થયો.

મુંબઈમાં પણ પુષ્ટિમાર્ગ વગેરે સાંપ્રદાયિક વૈષ્ણવોમાં દૃઢતાપૂર્વક એકાદશી વગેરે વ્રતોનું પાલન કરવામાં આવે છે અને એ જ કારણથી શ્રી મહાપ્રસાદનો ત્યાગ અને અપમાન પણ થાય છે ગુજરાતના બીજા ગામોમાં પણ એવા જ પ્રકારની સ્થિતિ છે. એટલા માટે અમો ઉક્ત શ્રી મહાપ્રસાદ મહિમાનું આ ગુજરાતી ભાષાન્તર પ્રકાશિત કરી ગુજરાતી ભાષાભિજ્ઞ આચાર્યશ્રીઓ અને વૈષ્ણવોમાં સુપ્રચારિતકરીએ છીએ, અને આશા રાખીએ છીએ કે મુંબઈ અને બીજા સ્થાનોના વૈષ્ણવ ધર્માચાર્યો અને તેમનો શિષ્યવર્ગ સન્મિત્રની સમાન સાચી અને સર્વોપકારી સલાહ દેવાવાળા આ "મહાપ્રસાદ મહિમા" નામના ગ્રન્થના પ્રચારથી પોતપોતાની ભૂલોને સમજી જશે. અને આગળ ઉપર આવી રીતે જાણી જોઈને શ્રી શ્રી મહાપ્રસાદનું મહા અપમાન કરવાથી હંમેશાને માટે રોકાઈ જઈને શ્રી કૃષ્ણપ્રસાદ (કૃપા)ના પાત્ર બનશે.

આ પ્રસંગે આ વાત પણ જણાવી દેવી જોઈએ કે આપણા શ્રી રાધાવલ્લભીય વૈષ્ણવ ધર્મ સંપ્રદાયના સેંકડો ગ્રંથોનો પ્રણેતા અનેક સંવાદપત્રોના સંપાદક અને એક લાખ ૧,૦૦,૦૦૦ કવિતાના સુકવિ ઉક્ત પંડિત ગોસ્વામી શ્રી ગોવર્ધનલાલજી મહારાજ આજકાલ અહિં મુંબઈમાં જ બિરાજે છે. અને હજુ આગામિ સંવત્ ૧૯૮૬ ના શ્રી શ્રી અન્નકૂટ મહોત્સવ સુધી પણ અહિં જ રહેવાના છે એટલા માટે જે કોઈને આ ગ્રંથના વિષયમાં કાંઈ પણ કહેવું સાંભળવું હોય અથવા આ ગ્રન્થના સિદ્ધાન્તથી વિરૂદ્ધ શાસ્ત્રાર્થ કરવો હોય તેઓએ એમને મળવું અથવા અમારાં ઠેકાણા મુજબ પત્રવ્યવહાર કરવો બધાનું સમાધાન કરવામાં આવશે.

મુંબઈ
ગુરૂ પૂર્ણિમા
સં. ૧૯૮૫

બધાનો વિનમ્ર વિનિવેદક
સેવક શ્રી છોટાલાલ મૂલચંદ,
રણછોડદાસ શાહ પાનસરવાળા,
હાલ મુંબઈ નં. ૩ તાંબાકાંટા પાયધુની.

## સાભાર સ્વીકાર.

### "પ્રેમ પ્રભા" હિન્દીમાં છપાયેલ તૈયાર છે.

રાધાવલ્લભીયધર્મ, ધર્મપ્રતાપ અને ધર્માચાર્યનું સુંદર નિર્મલયશ જણાવનાર આવું સર્વાંગપૂર્ણ સુંદર અને સસ્તુ પુસ્તક તો "શ્રી પ્રેમ પ્રભા જ" છે. પેજ ૨૫૦, કાગળ ઉત્તમ, ટાઇપ સુન્દર અને છપાઇ વેંકટેશ્વર પ્રેસની છે. અને બ્લોક્સ (ફોટાઓ) ગુજરાતી ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસમાં છપાયેલાં છે. તેની સંખ્યા દશ છે. કીંમત ફકત ૦॥) આઠ આના. રજીસ્ટરી સહિત પોસ્ટ ખર્ચ ૦।) ચાર આના. મળવાના ઠેકાણા નીચે મુજબ.

**૧ ગોસ્વામી વ્રજવલ્લભ લાલજી મહારાજ,**
ઠે:–મેસર્સ ગોવર્ધનદાસ રણછોડદાસ ભગત સોનાવાળા મુંબઇ નં.૨.

**૨ શ્રી લક્ષ્મીપ્રસાદ ચૌધરી,**
મુ: ભડોખર, પોસ્ટ પુરેની, જીલ્લો ભાગલપુર, પ્રાંત વિહાર.

**૩ મેસર્સ ભોગીલાલ પુનમચંદ,** તાંબાકાંટા મુંબઈ નં. ૩.

---

## વિજ્ઞાપન.

શ્રી શ્રી મહાપ્રસાદ મહિમાના પ્રથમથી જ ગ્રાહક થવાવાળા ઉત્સાહી હિતધર્મી સેવકોની શુભ નામાવલી એમણે ખરીદ કરેલ પુસ્તકોની સંખ્યા સહિત નીચે લખવામાં આવે છે.

| | પ્રત. |
|---|---|
| શાહ મણિલાલ લલ્લૂભાઈ લાંગણજવાળા | ૨૦૧ |
| મેસર્સ ભોગીલાલ પૂનમચંદ પાનસરવાળા | ૨૦૧ |
| શાહ માધવલાલ રણછોડદાસ લાંગણજવાળા | ૧૦૧ |
| શાહ સાકલચંદ મણિલાલ માસ્તર સાદરાવાળા | ૧૦૧ |
| શાહ અંબાલાલ કિશોરદાસ માસ્તર સાદરાવાળા | ૧૦૧ |
| પારેખ વાડીલાલ શંકરલાલ મહમદાવાદવાળા | ૧૦૧ |
| શાહ પોપટલાલ મોહનલાલ લાંગણજવાળા | ૧૦૧ |
| મગનલાલ રણછોડદાસ મહમદાવાદવાલા | ૧૦૧ |
| શાહ મોતિચંદ ત્રિભુવન લાંગણજવાળા | ૫૧ |
| ઝવેરી ગોપાલદાસ ગિરધરદાસ વૃન્દાવનવાળા | ૫૧ |
| શાહ મગનલાલ લલ્લૂભાઈ પાનસરવાળા | ૫૧ |

**પ્રકાશક.**

श्री राधावल्लभो जयति
श्री हित हरिवंशचन्द्रो जयति

# શ્રી શ્રી મહાપ્રસાદ

## અને

# શ્રી એકાદશી વ્રત*

અઘેલખંડની પ્રસિદ્ધ રીવાં રાજધાનીમાંથી, સ્વ નામ ધન્ય મહારાજાધિરાજ શ્રી ૧૦૮ વ્યંકટરમણ સિંહજીનૃપેન્દ્ર, જી. સી. એસ. આઈ.ના આશ્રયધરી નીચે સર્વગુણાલંકૃત એક શુભચિંતક નામનું સાપ્તાહિક પત્ર હિંદીમાં નીકળે છે. મુદ્રણ, સફાઇ, કાગળ તે ઉપરાંત સમય અને લેખોનો ક્રમ આદિ એનો સર્વ સુંદર છે. આટલું હોવા છતાં રજવાડાનાં બીજાં પત્રોની માફક એનું વાર્ષિક મૂલ્ય બમણું કે ચારગણું નથી, પરંતુ માત્ર ૨) રૂપિયા છે. તેના અધિક ગુણ અને થોડા મૂલ્યને લીધે જો કે તે હિંદી ભાષા બોલનારાઓનો આદરનો પદાર્થ છે અને હિંદી ભાષામાં આ એક જ સાપ્તાહિક વૈષ્ણવ ધર્મનું હિમાયતી હોવાને લીધે ભારતભરના વૈષ્ણવોનું આશ્રયસ્થલ છે, છતાં એ આશ્ચર્યની વાત છે કે વૃન્દાવનના કેટલાક પર શ્રી કાતર રાધારમણી સંપ્રદાયના ગોસાંઇઓ એના પર હદબ્હાર ચીઢાય છે અને કોણ જાણે શાથી એના પર બળી મરે છે!!

ગોસ્વામી શ્રી રાધાચરણ દ્વારા સંપાદિત માસિક પણ ખરેખરું તો ત્રિમાસિક 'શ્રી વૃન્દાવનની શ્રીકૃષ્ણ ચૈતન્ય ચન્દ્રિકા'ના ઉપસ્થિત અંકમાં તો શુભચિંતકપર અનેક મિથ્યા પ્રલાપ લખવામાં આવ્યા

* ઇ. સ. ૧૯૧૩ ના જુલાઈની પાંચમી તારીખના, બાંકીપુરના 'વિહાર બન્ધુ' સપ્તાહિકમાંથી ઉધ્ધૃત.

હતા; પરંતુ હમણાં શ્રી મદનમોહન ગોસ્વામી સંપાદિત વૃંદાવનથી પ્રકટ થનાર પાક્ષિક નવીન બંગાલી સહયોગી 'આચાર્ય'ની બીજી સંખ્યામાં (બીજા અંકમાં) ઉક્ત સહૃદન સહયોગી શુભચિંતકના વિરુદ્ધ એક બીજી નોટ પ્રસિદ્ધ કરી છે તે આ પ્રમાણે છે:

"યુક્ત પ્રદેશના 'રીવાં' નગરથી 'શુભચિંતક, નામનું હિંદી ભાષાનું એક સામાહિક સંવાદ પત્ર ( ભારત વર્ષીય ચતુઃસામ્પ્રદાયિક વૈષ્ણવ મહાસભાના મુખપત્ર રૂપે ) પ્રસિદ્ધ થાય છે પરંતુ એમાં એકાદશી વ્રતનું ખંડન વાંચી અમો અત્યંત મર્માહત થયાં (અમને મર્મમાં ઘા લાગ્યો) એકાદશી વ્રત ચારેસંપ્રદાયને માન્ય હોવાના અનેક પ્રત્યક્ષ પ્રમાણ છે. વૈષ્ણવ વ્રતનું અપમાન એ અત્યંત આશ્ચર્યનો વિષય છે. શું વૈષ્ણવ સભાનો પણ આજ મત છે ?"

મધ્ય પ્રદેશને બદલે યુક્ત પ્રાંત લખવો અને રીવાં રાજધાનીને બદલે 'રીરાં' નગર લખનાર કાણ્ડ જ્ઞાનહીન આચાર્ય પણ શુભચિન્તકને દોષ દેવા નીકળ્યા છે! તમને એટલી પણ ખબર નથી કે જે લેખને માટે તમે લોકો શુભચિન્તક અને ચતુઃસમ્પ્રદાયની મહાસભાપર તુટી પડ્યા છો તે શુભચિન્તકનો લખેલો લેખ નથી, પરંતુ, ક્રમવાર છ મહિના સુધી પ્રકાશિત થયો હતો તે સંપાદક બિહારબન્ધુનું વ્યાખ્યાન છે, આથી કરીને એ શુભચિન્તક વા ચતુઃસમ્પ્રદાયની શ્રી વૈષ્ણવ મહાસભાનો સિદ્ધાંત થઈ શકતો નથી. તો પછી એ સંબંધમાં શુભચિન્તકને દોષ દેવો કે ઉક્ત મહાસભાને કંઈ પ્રશ્ન કરવો એ તમો આચાર્યાભિમાનીઓની કેવળ ધૃષ્ટતા છે.

એ વ્યાખ્યાન શ્રી વૈષ્ણવ મહાસભાના એક બે નહિં પરંતુ પચાસ ગાદીસ્થ સાચા આચાર્ય અને ખુદ રીવાં નરનાથની સન્મુખ આપેલું વ્યાખ્યાન છે. એથી એ બાબતમાં તમને કહેવાનો કંઈ અધિકાર નથી; કારણ કે તમે પડદા માંહોના મૂરધાની માફક ત્યાંથી ભાગી આવ્યા હતા અને હવે ઘરમાં બેસી સિંહની બોલીનો અભ્યાસ કરો છો. તમારી ચાલ તો જરા જુઓ. પહેલાં તો એ બિચારા મથુરાના બાભન પાસે શુભચિન્તક, વીરભારત અને આનંદમાં પત્ર લખાવ્યો. પછી તમારી

અન્ધકારમયી ચન્દ્રિકામાં ભગયોગની ચમકાવી, અને હવે તેને આચાર્યમાં લઇ બેઠા. પરંતુ જ્યારે બિહારબન્ધુ સંપાદકે તમારી આ ચાલબાજીને લીધે તમારા ભુંકવાપર ધ્યાન નહીં આપ્યું ત્યારે તમે શું કરો ? તમે શુભચિન્તકને જ ઘેરી લીધો.

સહુથી વધારે આશ્ચર્ય અને હાસ્યની વાત તો એ છે કે જે પ્રબંધમાં એકાદશી વ્રતના ખંડનનું નામ સુદ્ધાં નથી, એમાં પોતાના મનથી માનેલા આચાર્યો એકાદશી વ્રતનું ખંડન બતાવે છે ! અસ્તુ, ગમે તેમ હો. પરંતુ અમારે પણ આ ઉતાવળોને જવાબ આપવો પડ્યો. અને ૫-૬ મહિનાથી અમારા વ્યાખ્યાનની જુઠી કચકચ સાંભળી સાંભળીને અમને પણ એ ભ્રાન્તોનો ભ્રમ ભાગવવાને માટે કંઇક લખવું પડ્યું. એમ કરવાનું મન તો ન હતું. પણ, શું કરવું; જ્યારે વ્યર્થ ખાલી તકરારની ઇચ્છાથી વિપક્ષિયોએ વર્તમાનપત્ર કાઢવાનો આરંભ કરી દીધો ત્યારે ક્યાં સુધી ચુપ રહેવું ? આવા મૌન્યને લીધે સર્વ સાધારણ લોકોને પણ કંઇક ભ્રમ રહી જવાનો સંભવ છે.

*શ્રી ભગવાન્ હરિની આ વિસ્તીર્ણ સૃષ્ટિમાં કેવળ આ ભાગવાન્ ભારતવર્ષનો ભૂખણ્ડ જ પારમેશ્વરીય સર્વોપરિ પૃથ્વીતલ છે. એમાં પણ હિન્દુઓના સર્વમાન્ય સનાતન ધર્મમાં ધર્મની અભિવૃદ્ધિને માટે, શૈવ, શાક્ત, ગાણુપત્ય સૌર અને વૈષ્ણવ આદિ મૂળ અને અનન્ત પ્રકારના અન્યાન્ય ઉપધર્મ છે. એમાં વૈષ્ણવધર્મ સર્વ પ્રધાન, સર્વ પ્રાચીન અને સર્વ સંરક્ષક એથી સર્વમાન્ય છે.

વૈષ્ણવધર્મમાં શ્રીમન્માધ્વઆચાર્ય, શ્રીરામાનુજાચાર્ય શ્રીવલ્લભાચાર્ય, શ્રીહિતહરિ વંશાચાર્ય, શ્રી નિમ્બાર્કાચાર્ય અને શ્રીકૃષ્ણ ચૈતન્ય ચન્દ્રાચાર્ય્ય વગેરે ન ગણાય તેવા ભેદો છે. ધન અને શતાધિક વર્ષોના પ્રાચીન વટ-વૃક્ષની માફક મૂળ એક હોવા છતાં હજાર હજાર શાખા વા સંપ્રદાય છે. એમાં પણ કેટલાં મૂળ અને કેટલી શાખાઓ છે. એ મૂળ શાખા-વાળી શ્રી શ્રી રાધાવલ્લભીય સમ્પ્રદાય અને શ્રી રાધારમણી સમ્પ્રદાય નામના બે વૈષ્ણવ સંપ્રદાયોમાં માંહોમાંહ એકાદશીના સંબંધમાં મતભેદ છે.

---

* ૧૯ મી જુલાઇ સન ૧૯૧૩ ના 'બિહારબન્ધુ'માંથી ઉધ્ધૃત.

ખેદ એ છે કે શ્રી શ્રી રાધાવલ્લભીય સંપ્રદાયવાળા તો ભગવાન્ શ્રી રાધાવલ્લભના શ્રી મહાપ્રસાદને શ્રેષ્ટ જાણી એકાદશીને દિવસે પણ વ્રત ન કરતાં શ્રી મહાપ્રસાદાન્નને ગ્રહણ કરે છે અને શ્રી રાધારમણીય સંપ્રદાયવાળા એકાદશીને દિવસે શ્રી મહાપ્રસાદ હોય તોપણ અન્ન હોવાને લીધે તેનો ત્યાગ કરે છે. અને ફલાહાર કરે છે. શ્રી રાધા રમણીય સંપ્રદાયના ગ્રંથોમાં કોણ જાણે શું લખ્યું છે, પરંતુ શ્રી શ્રી રાધા વલ્લભીય સંપ્રદાયના ગ્રંથોમાં તો એમ લખેલું છે કે "શ્રી ઇષ્ટ દેવનો મહાપ્રસાદ જ વૈષ્ણવોને માટે અવલંબ્ય છે." જેમ કોઇનો દાસ પોતાના સ્વામીના જુઠણપરજ પોતાના પેટનો નિર્વાહ કરતો, પોતાના સ્વામીની સેવા કરતો તેના દરવાજાપરજ પડ્યો રહે છે તે પ્રમાણે શ્રીજીના જુઠણપરજ નિર્વાહ કરવાનો એક શ્રીજીના દરબારમાં પડ્યા રહેવાનો શ્રી રાધાવલ્લભિયો પ્રતિ શ્રી રાધા વલ્લભીય સાંપ્રદાયિક ગ્રંથોમાં સખ્ત આજ્ઞા છે. આ આજ્ઞાનુસાર શ્રી રાધા વલ્લભી સંપ્રદાયવાળા સદા સાવધાનતાથી વર્તે છે, અને એકાદશીને દિવસે પણ પોતાના સ્વામી શ્રી રાધા વલ્લભ અથવા એની પ્રતિમૂર્તિના પ્રસાદાન્ન જ ભોજન કરે છે.

પરંતુ શ્રી રાધારમણ સંપ્રદાયવાળામાં એટલો ધર્મ વિશ્વાસ નથી. એ લોકો જે પ્રમાણે નિત્ય શ્રી રાધા રમણજીના શ્રી મહાપ્રસાદને ભોજન તરીકે લે છે તે પ્રમાણે બન્ને એકાદશીઓને દિવસે તેઓ તેમ કરતા નથી, કિન્તુ શ્રી રાધા રમણજીને અનિવેદિત ફલાહારને ભોજન તરીકે લે છે. શ્રી વિષ્ણુ ભગવાનની સ્હામે કહેતાં લજ્જા આવે છે કે શ્રી રાધા રમણી ગોસ્વામી સ્વરૂપો બન્ને એકાદશીઓને દિવસે શ્રી રાધા રમણજીના મહાપ્રસાદાન્નની એટલી અવહેલના કરે છે કે એ બન્ને એકાદશીના દિવસે એમનો ન લીધેલો મહાપ્રસાદ ચૌદ દિવસની કમી રૂપે પોતાના ન્હાના મોટા પવનિયા (હલકા)ઓને આપી મહાપ્રસાદ પૂરો કરી નાંખે છે. શ્રી રાધા વલ્લભીય સંપ્રદાય અને શ્રી રાધા રમણી સંપ્રદાયના ગુરુ અને શિષ્ય પાંચ પાંચ શતાબ્દિ થયાં એક જ સ્થાન શ્રી વૃન્દાવનમાં રહે છે. રાધા રમણી અને રાધા વલ્લભી ગોસ્વામીઓથી પોતાના વૈષ્ણવ ધર્મની દ્રઢતા, અનન્યતા અને સરસતામાં તારતમ્ય અને હીણપણું લાવ-

નાર શ્રી મહાપ્રસાદની અવહેલના વગેરે અપ્રીતિકર અને સેવાપરાધક કાર્યોને લીધે જ બન્ને વચ્ચે મતભેદ અને અણબનાવ રહે છે. આ બીના શ્રી વૃન્દાવન જેવા પાવત્ર હિંદુ તીર્થમાં વસતા મહનીય ગુરુજનોની ઉચ્ચ શ્રેણી માટે લજ્જા અને અહિતની વાત છે.

ગત સંવત્ ૧૯૬૪ ના વૈશાખમાં અમે "પ્રેમ જગદીશ' નામનું ૬૦૦ પદોનું અમારું પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. એના ૬ ઠ્ઠા અધ્યાયમાં શ્રી શ્રીજગન્નાથજીના મહાપ્રસાદના મહિમા પ્રસંગમાં શ્રી મહાપ્રસાદને મહત્વ દર્શાવતાં કહ્યું છે કે:-

(૧) કોઈ પણ જીવે ભૂલમાં પણ અનિવેદિત ભક્ષણ કરવું નહિ.

(૨) નિત્ય મહાપ્રસાદાન્નનું જ ભોજન કરવું એ જ ઉચિત છે.

(૩) એકાદશી અને અન્ય વ્રતોને દિવસે પણ પ્રભુના મહાપ્રસાદાન્નનો ત્યાગ કરવો ન જોઇએ.

આને માટે વૃન્દાવન ધામના સુપ્રસિદ્ધ શ્રી રાધારમણી ગોસ્વામી શ્રી રાધાચરણજી ઓનરરી માજીસ્ટ્રેટે અમને એક કાર્ડ લખ્યો અને જણાવ્યું કે:-"આપે આપના પ્રેમ જગદીશ ગ્રંથમાં શ્રી એકાદશી વ્રત અને શ્રી હરિ નામનું અપમાન કર્યું છે." અમે મૌન્ય ધારણ કર્યું. કંઇ કહ્યું નહીં કારણ કે અમે જાણતા હતા કે અમે એકાદશી વ્રત અથવા હરિ નામનું અપમાન કર્યું જ નથી. તો પછી જે એ કહે છે તે કેવળ જુઠી લડાઇને માટે કુમતના ત્રાસાં વગાડી રહ્યા છે. જો કે કંઈ કહેશું તો સ્હામું કંઈ કહેવામાં આવશે. ત્યાર પછી એ ગોસ્વામી શ્રી રાધાચરણજીએ શ્રી વૃન્દાવન ધામથી શ્રીકૃષ્ણ ચૈતન્ય ચંદ્રિકા નામની એક સાંપ્રદાયિક માસિક પત્રિકા કાઢી. એમાં પોતે એટલા અધીરા બની ગયા કે એના પ્રથમ વર્ષના, પ્રથમ અંકના પ્રથમ પાનાના પ્રથમ કોલમમાં પ્રથમ 'પ્રેમ જગદીશ'ની સમાલોચના કરી અને એ કાર્ડમાં કહેલી વાત ફરીથી કહી. હાં એમાં વિશેષતા એટલી હતી કે અમને કંઈ યદ્વા તદ્વા કહીને અમારા ગ્રંથમાં લખવામાં આવેલાં પ્રમાણોના મૂળ સંસ્કૃત શ્લોક માગ્યા.

આટલું છતાં અમે ચુપ રહ્યા. અને પહેલાંની માફક ઉક્ત ગોસ્વામીના બકવાદ નિરર્થક સમજી મૌન્ય ધારણ કર્યું; પરંતુ ગયા ત્રીજા વર્ષે

શ્રીપ્રયાગરાજમાં રીવાના સ્વનામ ધન્ય મહારાજા બહાદુરના ઉદ્યોગથી ભરાયલા ચતુઃસમ્પ્રદાયની વૈષ્ણવ મહાસભાના અધિવેશનમાં ઉક્ત શ્રીમાન્ બાન્ધવેશ મહારાજ રીવાંના સન્મુખ પ્રાયઃ આઠ દશ વ્યાખ્યાન આપવાનો અવસર અને આજ્ઞા અમને પ્રાપ્ત થઇ. એમાં એક વ્યાખ્યાનનું નામ હતું. "દઢરસિક અનન્ય વૈષ્ણવ ધર્મ," એમાં પ્રસંગ ક્રમથી પેલી "શ્રી શ્રી મહાપ્રસાદ મહિમા અને એકાદશી વ્રત"ની વાત આવી. એમાં અમે અધિક વિસ્તારપૂર્વક શ્રી મહાપ્રસાદ મહિમાની વાત દર્શાવી. આમાં અધિકતા તો એ હતી કે 'પ્રેમ જગદીશ'માં જે શ્રુતિ સ્મૃતિયોના પ્રમાણ જે માત્ર ભાષાના છંદમાં આપવામાં આવ્યા હતાં અને જેના મૂળ સંસ્કૃત શ્લોક ઉક્ત ગોસ્વામીએ પોતાની ચંદ્રિકાના પ્રથમ અંકમાં માગ્યા હતા તે સર્વ શ્લોક અંકો સહિત અમે અમારા આ વ્યાખ્યાનમાં દર્શાવ્યા. ત્યાર બાદ શ્રી મહારાજા બહાદુર રીવાંએ ઉક્ત મહાસભામાં અમે આપેલાં સર્વ વ્યાખ્યાન મહાસભાના મુખપત્ર પ્રસિદ્ધ સાપ્તાહિક 'શુભચિંતક'માં છપાવ્યાં.

હવે આ વ્યાખ્યાનને જોઇ ઉક્ત ગોસ્વામી શ્રી રાધાચરણજી અને અન્ય રાધારમણી ગોસ્વામીઓ ફરીથી ઉકળ્યા. પહેલાં તો આ છુપા રૂસ્તમોએ મથુરાંના એક અજ્ઞાન બ્રાહ્મણને બહેકાવી પ્રથમ 'શુભ ચિંતક'-માં પછી 'વીર ભારત'માં અને છેવટે 'આનંદ'માં એકાદશીના વિષય પરત્વે અનેક ઉટપટાંગ પ્રશ્ન અમારાપર કરાવ્યા. પરંતુ જ્યારે અમે જોયું કે શ્રુતિ સ્મૃતિના સેંકડો શ્લોકથી પ્રમાણિત કરેલાં પૂર્વપક્ષને એ બ્રાહ્મણ ૭ સાત લીટીઓમાં પ્રશ્ન લખી વાનર ચેષ્ટાથી મુકાબલો કરવા ઇચ્છે છે, ત્યારે અમે કંઈ કહ્યું નહિ, પરંતુ રાધારમણી ગોસ્વામી પોતાના વૃથા વૈષ્ણવાભિમાનના ઢોંગની પોલને જ્યાંસુધી પૂરેપૂરી બ્હાર ન નીકળવા દે ત્યાં સુધી તેમને જંપ વળે એમ થોડું છે? આથી-ગત ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ અને જૂનમાં પ્રસિદ્ધ થયેલા 'શ્રી કૃષ્ણ ચૈતન્ય ચંદ્રિકા'ના ૨, ૩, ૪ થા અંકોમાં શ્રી ગોસ્વામી રાધાચરણજી 'શુભ ચિંતક'ની આલોચનાના છળમાં લખે છે કેઃ-

"રીવાંથી"* શુભચિંતક નામનું ચતુરસંપ્રદાયની વૈષ્ણવ મહાસભાનું સામાહિક પત્ર પ્રસિદ્ધ થાય છે એમાં ગોસ્વામી ગોવર્દ્ધનલાલને। અનન્ય વૈષ્ણવ ધર્મ શીર્ષક એક લેખ પ્રસિદ્ધ થયો છે. એ લેખમાં એમણે એકાદશી વ્રતનું ખંડન કર્યું છે. વૈષ્ણવોને માન્ય એવા એકાદશી વ્રતનું ખંડન કરવું અને તેને છાપવું એ શુભચિંતક શા માટે ઉચિત ધારે છે, તેનું ઉત્તર તો તે જ આપી શકે તેમ છે. લેખની નિસ્સાર વાતોના સંબંધમાં અમે અહીં કંઈ લખતા નથી, એના લેખક (ગોવર્દ્ધનલાલ)ને પુછવા ઇચ્છીએ છીએ કે—અત્યાર પહેલાં જે 'વર્ષોત્સવ ચંદ્રિકા' નામનું માસિક પત્ર આપ કાઢતા હતા ત્યારે તેમાં આપે એકાદશી વ્રત કરવાનું શા માટે લખ્યું છે? શું હવે આપનો મત બદલાયો છે? નહિ તો એકાદશી વ્રતના ખંડનની શી આવશ્યકતા હતી? જો એકાદશી વ્રત અશાસ્ત્રીય છે તો પછી આપની પત્રિકામાં એને કર્તવ્ય લખી શા માટે લોકો પાસે અશાસ્ત્રીય વ્રત કરાવ્યું હતું? શ્રી નારદ પંચરાત્રિનું એક પ્રમાણ આપે એના વિરુદ્ધમાં આપ્યું છે. કૃપા કરી આપ એનું સ્થળ જણાવો. એમાં ૪૧ પટલથી ૪૮ પટલ સુધી એનું વિધાન છે.

શુભચિંતકનું વિજ્ઞાપન અન્યત્ર મુદ્રિત થયું છે. જે પત્રમાં એકાદશીની વિરુદ્ધ લેખ છપાય છે તેથી વૈષ્ણવોને કંઈ ઉપકાર થઇ શકે છે એ અમે કહી શકતા નથી. ઈશ્વરને કેવળ એટલી પ્રાર્થના કરવી, એ અમારૂં કર્તવ્ય છે કે એ એમને સુબુદ્ધિની સાથે વૈષ્ણવોને ઉપકાર કરવાની શક્તિ આપે એના સંપાદક મહોદયને આ પ્રાર્થના કરવી અમે ઉચિત સમજીએ છીએ કે એ સ્પષ્ટ વાતથી ગુસ્સે ન થતાં પોતાના કર્તવ્ય તરફ વળે જેથી શુભચિંતક અને વૈષ્ણવ મહાસભાનો ગૌરવા અક્ષુણ્ણ રહે."

'શુભચિંતક' 'દૈનિક ભારતમિત્ર' અને 'બિહારબન્ધુ' આદિએ 'ચંદ્રિકા'ના વિષયમાં કંઇ લખ્યું છે. એના સ્વત્વાધિકારી પર પણ વ્યક્તિગત અનેક કટાક્ષ કર્યા છે. કોઇની સાથે વિવાદ કરવો એ ચંદ્રિકાન ઉદ્દેશ્યથી વિરુદ્ધ છે. એથી એ લેખોના સંબંધમાં અમે કંઇ લખવ

* ૨૯ જુલાઇ સન ૧૯૧૩ ના 'બિહાર બન્ધુ'માંથી ઉદ્ધૃત.

ઇચ્છતા નથી. શ્રી ગૌરાંગદેવનો 'तरोरपि सहिष्णु' થવાનો સદુપદેશ અમને સારી રીતે સ્મરણમાં છે. 'ચંદ્રિકા'ના સ્વત્વાધિકારી અથવા એના સંપાદક વિરુદ્ધ જેને જે લખવાની ઇચ્છા હોય તે લખે. ચંદ્રિકામાં કંઇ લખવામાં નહિ આવે. માટે જે લેખોના ઉત્તરની આશા 'ચંદ્રિકા' દ્વારા કે એના સ્વત્વાધિકારી તરફથી રાખે છે તેમણે એ આશા છોડી દેવી જોઇએ.''

વાહ શ્રી મહારાજ! એ તો બહુ સારુ થયું. અમારો લેખ તો નિસ્સાર હશે કિન્તુ શ્રીમાનના લેખમાં નર્યો સારને સારજ ભર્યો છે. એ સાર એટલે સુધી ઠસોઠસ ભર્યો છે કે સારા સંસારનો સાર આપના લેખમાં સમાઇ ગયો છે. ધન્ય ધન્ય! આપની સહિષ્ણુતાનું પણ શું પ્રત્યક્ષ પ્રમાણ છે! પહેલાં તો પુસ્તક (પ્રેમ જગદીશ) છપાતાંની વાર આપે કાર્ડ લખી અમને 'શ્રી એકાદશી અને શ્રી હરિ નામનું અપમાન કરનાર' જણાવ્યા. પછી 'ચંદ્રિકા'ના प्रथम ग्रासे मक्षिका पातनी માફક શ્રી ગણેશાયનમઃમાંજ અમને ગાળી ગલોચ પ્રદાન કરી આપની સહિષ્ણુતાદેખાડી આપી. ખુદ અમને તે દિવસે મુંબઇના શેઠ છોટાલાલ મૂળચંદ સન્મુખ 'પ્રેમ જગદીશ' બાળી નાંખવા કહ્યું. બાદ ભગવાનના દાસ મથુરિયા મુર્ખદ્વારા એક નહિ પણ ત્રણ ત્રણ વર્તમાનપત્રોમાં અમારા વિરુદ્ધ આન્દોલન મચાવી આપે આપની સહનશીલતાની પ્રતીતિ બતાવી. પુનઃ આ સંખ્યા અશોચનીય 'ચંદ્રિકા'માં અમારા વિરુદ્ધ જહર ઓકી આપે આપની તરફથી અધિક સહનશીલતાની આચાર્ય સ્મૃતિ લખી અને હવે જ્યારે અસલી આચાર્યની સ્મૃતિથી કાર્ય ન સર્યું અને ભરપુર નિંદા ન કરી શકયા ત્યારે નામના આચાર્ય પ્રકાશ કરી અમારી નિંદા કરી.

આ ચંદ્રિકાના ખાસ કલંકિત અંકમાં જ ''એકાદશી વ્રતનું ખંડન' ''લેખની નિસ્સાર વાતો'' અને ''હવે આપનો મત શું બદલાયો છે?'' આદિ નિન્દા સૂત્ર લખી છેવટના પેરેગ્રાફમાં આપે ક્ષમારૂપ તપસ્વિનો જૂઠો આડંબરી બગલા વેશ ધારણ કરી લખો છો કેઃ—

''અમે એવા સાચા અને ક્ષમાશીલ અને સહિષ્ણુ વૈષ્ણવ છીએ કે કોઇની સાથે વાદવિવાદ ન કરતાં કેવલ હરિનામનું સંકીર્તન કરીએ છીએ.''

વાહરે ધૂર્તરાજ! એક વાર "सर्वंत्यक्त्वा ममतु रसना कृष्ण कृष्णेतिरौतु" નો કાર્ડ છપાવી અમારી વિરુદ્ધ ખોટી જગાડી અને પછી 'ભારત મિત્ર'ની ચાબુક ખાઈ એની સાથે કોર્ટમાં લડવા તત્પર થયા અને હવે આ ધાંધલ મચાવી રહ્યા છો. આને માટે આપ શું સહનશીલતાનું સર્ટિફિકટ ચાહો છો? ખબરદાર! મધ્વ સંપ્રદાયની વિરુદ્ધ મોટાં લાંબા તિલક અને મોટા દાણાની કંઠિયોની જાળમાં જે ફસાયા છે તે તમારી આ સહનશીલતાની પરીક્ષા કરતા હશે! પરંતુ અમારી નજરમાં તો તમે પરમ અસહન-શીલ અને પરશ્રીકાતર છો કે જેથી તમે સેંકડો સુંદર સુંદર પ્રમાણયુક્ત હરિભકિત પોષક સરસ વ્યાખ્યાનને નિસ્સાર કહો છો.

અને હાં મહેરબાન! મત બદલનાર અમે છીએ કે આપ? અમે તો અમારી વર્ષોત્સવ ચંદ્રિકામાં કોઇ ઠેકાણે ને કોઇ અંકમાં "એકાદશી" વ્રત કરવાનું નથી લખ્યું! એમાં એકાદશી વ્રતનું મંડાણ કરે એવો એક અક્ષર પણ નથી. પણ હાય, પંડિત સમાજની સન્મુખ આપ પ્રાચીન લેખક હોઇને આવું સરાસર જુઠું શા માટે બોલો છો કે–" આપે એમાં એની (વ્રતની) વ્યવસ્થા શા માટે આપી? ઓ! પરમેશ્વર! અમે તો એમાં કોઇ પણ સ્થળે એકાદશી વ્રતની વ્યવસ્થા નથી આપી? અસ્તુ. હવે તમારો અને અમારો આ એક જ વાતપર ફેસલો થઇ જાય કે, આપ જો અમારી વર્ષોત્સવ ચંદ્રિકામાં અમારી લખેલી કે છપાવેલી એકાદશી વ્રતને અનુકૂળ વ્યવસ્થા બતાવો તો અમે હાર્યા–હાર સ્વીકારીએ–અને જો આપ તે ન બતાવી આપો તો આપ હાર્યા. જો આપનો વિચાર હોય તો આપ અમારી સાથે ૧૦૦૦) એક હજાર નકૂદ રૂપિયાની શરત લગાડો. અમે તૈયાર છીએ. આપ જહાં કહો ત્યાં રૂપીઆ જમા કરાવીએ. આપ આટલા ભણ્યા ગણ્યા હોવા છતાં એટલું પણ ન સમજ્યા કે માત્ર એકાદશી શબ્દથી એકાદશી વ્રતની વ્યવસ્થા થઈ જતી નથી. અફ્સોસ હાર અને ક્રોધની દાઝમાં આપને કંઈ સુઝ ન પડી. કયેમ ગિરગિટરાજ? રંગ કોનો બદલાય છે અને કોનો રંગ ગંદો છે? આપે જ તો અમને એક વખત લખ્યું હતું કે હવે મને (અમને ઓનરરી મેજીસ્ટ્રેટપણાની ધૃણા આવે છે.) વારુ તો આપ પાંચ વર્ષ પહેલાં આપની કલમથી એમ લખીને શા માટે

આપ પોતે આજ પાંચ વર્ષ થયા એ ઘૃણિત પદાર્થને સેવી રહ્યા છો ! આટલું છતાં આપ લખો છો કે અમારો મત બદલાઈ ગયો છે. આવી આવી પોચી યુક્તિઓથી બનાવટી વૈષ્ણવ અમારા સદશ દૃઢ રસિક અનન્ય વૈષ્ણવોની સાથે વિવાદમાં ટકી શકશે." કહો મહારાજ કહો હવે તો આપને આપનો મત પલટાયલો માલમ પડે છે કે નહિ ?

જો તેમ ન હોય તો તો લ્યો આપના નિજના પ્રમાણથી, આપની અર્ધ અર્ધ ઉમરમાં છપાવેલા "વિદેશ યાત્રા વિચાર" નામના આપના સર્વગુણાલંકૃત અને ભારે શ્રદ્ધાના ગ્રંથમાંથી કંઇક અંશ અહીં ઉધ્ધૃત કરી આપના મતનું તદ્દન બદલાઈ જવું સાબીત કરી આપીએ છીએ. પ્રથમ તો આ સર્વ બે ચાર ચાલતી વાતોથી જનસમાજમાં આપના મત બદલાય છે એટલું જ નહિ પરંતુ વિરૂદ્ધ પણ થવાની જાનદાર ચુકને બનાવી આપને બે શરમ સાબીત કરી લઇએ પછી અસ્સલ-વાદની કલમ પકડીશું.

આપે આપના સન ૧૮૮૭ ની ૧ લી ફેબ્રુઆરીએ છપાવેલા "વિદેશ યાત્રા વિચાર"માં અનેક વાતો ઉપરાંત એ પણ લખ્યું છે કે—

"અનુસન્ધાન કરતાં જણાયું કે આપણને વિદેશયાત્રાથી રોકનાર વર્ગમાં પ્રથમ બ્રાહ્મણ પંડિત, દ્વિતીય જાતિના મુખિયા લોકો, અને તૃતીય આચારવિચાર છે. શાસ્ત્રની એવી કંઈ આજ્ઞા નથી કે વિદેશ ન જાઓ. ત્યારે આચારવિચારનો તો પ્રબંધ થઈ શકે છે; પરંતુ બ્રાહ્મણો અને પંડિતો તથા જાતિના બુઢ્ઢા અંધપરમ્પરાની આગળ તો બ્રહ્માને પણ માનતા નથી.

સમાજના અગ્રણીઓ ચાલાક અને સદૈવ સુશિક્ષિત હોય છે. એથી તો મહાત્મા ઋષિ લોકો આગળ સમાજના નેતા હતા. જે નવી વાતો સમયાનુકૂળ જણાતી હતી તે લખી નાંખતા હતા અને પછી રાજાની સભામાં 'પરીક્ષા' થયા બાદ તે કાનુન પાસ થતો હતો.* પ્રચલિત થતો હતો. એથી તો આટલી સ્મૃતિઓ થઈ છે. આજકાલના પુરાણા પંડિત એમની ગાદીપર છે. પરંતુ એ લોકોમાં એટલી વિદ્યા

* એ કાનુની જમાનામાં આપ વકિલાત કરતા હતા કે નહિ ?

બુદ્ધિ નથી. પોતે એ ધર્મશાસ્ત્રનું શોધન કરી પ્રવૃત્ત કરે એ સંસ્કાર એમનામાં નથી. એ તો અંધ પરંપરાને વશીભૂત થઇ સર્વ વ્યવસ્થા બતાવે છે. તો પછી ધર્મની મિમાંસા કહાંથી કરે? જન્મભર તો કૌમુદીની ફક્કિકા અને ન્યાયના 'અવચ્છેદાવચ્છિન્ન'માં વીતાડી, શ્રુતિસ્મૃતિનું કામ પડે ત્યારે જોઇ લીધી. પછી કદાપિ કોઇ વ્યવસ્થા થાય તો જે દશ જણે લખ્યું તેનાપર મુદ્રી ગરમ કરી હસ્તાક્ષર કરી આવ્યા વિચાર તો એમને તેમમાં રહી ગયો. બાકી રહી સમાજની ઉન્નતિ: તે કઇ બલાનું નામ છે તે સુદ્ધાં જાણતા નથી! (તે તો જાણે તેમની બલા!) દેશની શી અવસ્થા છે; તેની ઉન્નતિ શી રીતે થાય એ તો સ્વપ્ને પણ જાણતા નથી. મને ઘણા શાસ્ત્રીઓ સાથે કામ પડયું છે. પરંતુ દેશની ચિંતામાં કોઈ મગ્ન હોય તેવો જણાયો નહિ. આપણા સુશિક્ષિત લોકો જે વાતોનું આંદોલન કરે છે, અને જેમનાપર દેશ પરદેશની ઉન્નતિનો આધાર છે એ વાતોના વિષયમાં પંડિતોના કાનમાં સ્હેજ ગણગણાટ પણ થતો નથી. દેશકાલ પાત્ર રાજા પ્રજાના વિષયમાં તો આ લોકો બાછયાના બાબા! છે. વારુ તો એવા ગોવર ગણેશોથી આપણી રાજનૈતિક, સામાજીક અને આર્થિક અવસ્થા શી રીતે સુધરશે? ત્યારે આવા લોકોની વાતો જે ઢંગધડા વગરની છે તે સુશિક્ષિત સમાજે અંધ શ્રદ્ધાથી માનવી લેવી જોઇએ નહિ. જો આપણી અવસ્થા સુધરવાની હોય તો પંડિત ઇશ્વરચંદ વિદ્યાસાગર પંડિત મહેશચંદ્ર ન્યાય રત્ન સ્વામી દયાનંદ સરસ્વતી. પંડિત વિષ્ણુ પરશરામ શાસ્ત્રી, આદિ પંડિતોની જેવા પંડિતોથી સુધરશે, નહિ કે બાલશાસ્ત્રી વિશુદ્ધાનંદ સરસ્વતી જેવા ટાઇપના પંડિતોથી, હવે રહ્યા ન્યાતના મુખિયા. એતો બહુધા નિરક્ષર હોય છે. અને ગાડરિયા પ્રવાહે ચાલે અને એમને એક બીજાનો ફજેતો કર્યા વગર ચેન પડતું નથી. એવા લોકોથી સમાજની ઉન્નતિ થાય એ વધારે અસંભવિત છે."

રાધાચરણ ગોસ્વામી? કહો શ્રી મહારાજ! હવે કોનો મત બદલાયો છે? હુંજુરનો વિદેશયાત્રા વિચારવાળો, સનાતન ધર્મીય લોકમાન્ય, જગતવન્દ્ય અને સર્વ પૂજ્ય શ્રી શ્રી વિશુદ્ધાનંદ સરસ્વતી આદિ

અગાધ પંડિતોને અવિદ્વાન્, નિર્બુદ્ધિ, અન્ધ પરંપરાની કૌમુદીની ટ્રક્કિકાનું રટણ કરનાર, બખિયાના બાપ, ગોવર ગણેશ, અન્ધ વિશ્વાસી. અને કોણ જાણે કેવા કેવા ઉપનામ લગાડનારનો મત બદલાયો છે કે નહિ? શું હજી પણ આપ ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર અને સ્વામી દયાનંદ વડે આપણા સમાજની સુધારણા કરવા ઇચ્છો છો? જો એમ છે તો આપની પરમોપાસ્યા આ બિચારી એકાદશીની શી દશા થશે? શું મુન્શીરામ જીજ્ઞાસુ અને કેશવદેવ શાસ્ત્રી આપને એકાદશીવ્રતની વ્યવસ્થા આપશે ખરા કે? વળી આપ ઘણા દિવસથી વિધવા વિવાહની વાત પણ કરતા નથી? શું આપનો તે મત પણ ચેન્જ થઇ ગયો? આપનો મત પણ શું કેવો જવાયબદલીલ છે? શ્રી એકાદશી વ્રતમાંજ જુઓને પહેલાં જ્યારે ચંદ્રિકાના પ્રથમ અંકમાં પ્રેમ જગદીશની નિંદા કરી હતી ત્યારે તેમાં એકાદશી વ્રત સ્માર્તો અને સનાતન ધર્મીઓ માટે લખ્યું હતું. અને આમાં તે વૈષ્ણવોને માટે લખો છો. વારૂ. સહુથી પ્રથમ કાંઈ લખ્યો હતો તેમાં તમે મને એકાદશી વ્રતની સાથે પ્રેમ જગદીશમાં હરિ નામનું અપમાન કરનાર પણ દર્શાવ્યો હતો, પરંતુ, પાછળથી કંઇ સમજીને વિચાર કરીને કે કોઇના સમજાવ્યાથી હરિનામ વાળી વાત દબાવી દીધી અને હવે કેવળ એકાદશીનું ઢોલ વગાડી રહ્યા છો. એમ લાગે છે કે કદાચ હરિનામવાળો પક્ષ નિર્બળ હતો એથી એને ગુપ્તજ રહેવા દીધો. કિન્તુ હે એકાદશી ભક્ત! આપનો એકાદશી પક્ષ પણ હરિ નામના જેટલોજ નિર્બળ છે.

આપ અમને પુછો છો કે "એકાદશી વ્રતના ખંડનની શી આવશ્યકતા હતી?" એનો ઉત્તર એ છે કે અમે એકાદશી વ્રતનું જ ખંડનજ કર્યું નથી તો પછી આવશ્યકતા શાની? માથું નહિ તો પછી માથાનું દર્દ કેવું? મૂળ નહિ તો પછી શાખા શાની? અમે તો શ્રી મહાપ્રસાદના મહિમાનું વર્ણન કર્યું હતું. એમાં પણ એ વ્યવસ્થા બતાવી હતી કે એકાદશીને દિવસે પણ મહાપ્રસાદાન્ન લેવું જોઇએ. કારણ કે દાસનો (સેવકનો) એ ધર્મ છે કે નિત્ય મહાપ્રસાદાન્નથીજ ઉદરપૂર્તિ કરવી જોઇએ. જો એમ છે તો પછી એ એકાદશીને દિવસે અનિ-

વેદિત ફલાહાર શી રીતે ભક્ષણ કરી શકે ? વળી જ્યારે ભગવાન્ વિષ્ણુને એકાદશીને દિવસે જો કેવળ ફળાહારનો ભોગ ધરાવી શકાતો નથી. પરંતુ અન્ન અને ફલાહાર બન્નેનો ભોગ ધરાવવામાં આવે છે તો પતિવ્રતા સ્ત્રીની સમાન શ્રી ભગવાન્ના જુઠણના અધિકારી, પોતાના પ્રભુના જુઠણપર ગુજારો કરનાર ડોઢીપર પડી રહેનાર દૃઢ અનન્યદાસ એકાદશીને દિવસે પોતાના સ્વામીની જુઠણને ક્યાં ફેંકી દે ? અથવા એના કેવળ ફલાહારને ગ્રહણ કરી અન્નપ્રસાદપ્રતિ ઘૃણા (તિરસ્કાર) શી રીતે બતાવી શકે ? વારૂં કદાપિ જો તે તેમ કરે તો પછી તે દાસ કહેવાય કે ઠગ ? આથી કરીને પ્રતિદિવસ ભગવત્પ્રસાદપર પોતાનો ગુજારો કરનારે નિત્ય નિયમપૂર્વક પ્રસાદાન્નભોજી ભગવદ્દાસોએ એકાદશીને દિવસે પણ પ્રસાદાન્નનું ભોજન કરવું જોઇએ. એથી એનો દાસધર્મ (સેવકધર્મ) પણ સચવાશે અને એકાદશી વ્રતનો પણ ભંગ નહિ થાય; કારણ કે પ્રસાદાન્ન કંઈ સાધારણ અન્ન નથી; પરંતુ શ્રી પ્રસાદ હોવાને કારણે તે ફલાદિથી અધિક પવિત્ર છે. જે લોકોને મહાપ્રસાદાન્નપર એટલો વિશ્વાસ નથી અથવા જે નિત્ય નિયમપૂર્વક શ્રી પ્રસાદાન્નના ભોજી (પ્રસાદ જમનાર) નથી, પરંતુ અનિવેદિત અન્ન ખાવાવાળા છે તેઓ એકાદશી વ્રત કરે. કારણ કે એકાદશીને દિવસે સાધારણ અન્ન ખાવાનો નિષેધ છે પાપનો પણ સાધારણ (અનિવેદિત) અન્નમાં એકાદશીને દિવસે નિવાસ હોય છે. એથી એનો ત્યાગ છે પણ મહાપ્રસાદાન્નમાં તો એકાદશી દ્વાદશી તો શું પણ કોઇપણ દિવસે પાપ તેને સ્પર્શ કરી શકતું નથી; પણ વિશેષતઃ તે શ્રી મુખોચ્છિષ્ટ થવાને લીધે પરમ પવિત્ર બની જાય છે. આથી તાત્પર્ય એ છે કે "નિત્ય પ્રસાદાન્નનું ભોજન લેનાર વૈષ્ણવોએ એકાદશી વ્રત કરવું નહિ અને અનિવેદિત ભોજન લેનાર વૈષ્ણવેતર લોકોએ એકાદશી વ્રત કરવું." આની પુષ્ટિમાં અમે વેદથી માંડી શાસ્ત્ર પુરાણોમાંથી સો સો પ્રમાણપાત્ર શ્લોકો ઉધ્ધૃત કર્યા છે, જેને આપે જોયાં છતાં ન જોયા કર્યાં છે; જે ઘણા ખેદની વાત છે. અસ્તુ જરા નજર કરો ધીરે ધીરે આપને એ પ્રમાણો સમજાવવાની ચેષ્ટા કરવામાં આવશે.

*(૪) હવે અમે પ્રકૃતવાદને ઉપસ્થિત કરીએ છીએ. શ્રી વૃંદાવનના રાધારમણીય ગોસ્વામીઓ અને ખાસ કરીને ગોસ્વામી રાધાચરણજી ઓનરરી માજીસ્ટ્રેટ ધ્યાનપૂર્વક વાંચે અને જો સામર્થ્ય હોય તો તે પોતાની "શ્રી કૃષ્ણ ચૈતન્ય ચંદ્રિકા" અને 'આચાર્ય' અથવા અન્ય કોઈ સંવાદ પત્રમાં અથવા કોઈ ખાસ પુસ્તક રચી જવાબ આપે. અગર જો સામર્થ્ય ન હોય તો શિર નમાવી અમારા પૂર્વ પક્ષનો સ્વીકાર કરે અને પહેલેથી જ શ્રી મહાપ્રસાદનો સમ્યક સમાદર કરી એકાદશીની આડમાં નિત્ય કરેલો શ્રી શ્રી મહાપ્રસાદનો જ્ઞાનપૂર્વક પરિત્યાગ, અનાદર અને અવહેલના વગેરે અક્ષમ્ય સેવાપરાધથી પોતાને બચાવે. હા, પણ શર્ત એ છે કે જો અમારા પૂર્વ પક્ષનો ઉત્તર લખવા કટિબદ્ધ થાય તો જે પ્રમાણે અમે પૂર્વ પક્ષમાં એક એક વાતને શાસ્ત્રીય પ્રમાણોથી પરિપુષ્ટ કરી છે એ પ્રમાણે એઓ પણ એમના જવાબમાં પોતે કહેલી એક એક વાતને શાસ્ત્રીય શ્લોકો દ્વારા સપ્રમાણિત કરે. અને જો એમને એમ ઇચ્છા થાય તો અમે ખાસ શર્તોપર કોઇ સન્માનિત સર્જનની મધ્યસ્થતામાં મૌખિક શાસ્ત્રાર્થ કરવાને કટિબદ્ધ છીએ. પરંતુ જો તે લોકો એ પ્રમાણે શાંતિપૂર્વક સપ્રમાણ ઉત્તર પ્રત્યુત્તર ન કરતાં કેવળ કોરો બકવાદ કરશે તો તેના પ્રતિ ધ્યાન નહિ આપવામાં આવે.

પદ્મ પુરાણના શ્રી ગૌતમ અમ્બરિષ સંવાદમાં લખ્યું છે કે:-

अम्बरीष गृहे पक्वं यदभीष्टं सदात्मनः ।
अनिवेद्य हरिं भुञ्जन् सप्तकल्प स नारकी ॥

પદ્મ પુરાણના ઉત્તરખણ્ડના શ્રી શિવોમાસંવાદમાં પણ લખ્યું છે કે,

अवैष्णवानामन्नं च पतितानां तथैव च ।
अनर्पितन्तथा विष्णोः श्वमांससदृशो भवेत् ॥
अनिवेद्य तु यो भुंक्ते हरये परमात्मने ।
पतन्ति पितरस्तस्य नरके शाश्वतीः समाः ॥

વળી ત્યાં લખ્યું છે કે:-

---

*(૪) ૨૩ મી તારીખ આગસ્ટ સને ૧૯૧૩ નાં બિહારબન્ધુમાંથી ઉદ્ધત.

अम्बरीष नवं वस्त्रं फलमन्नं रसादिकम् ।
कृत्वा विष्णूपभुक्तं तु सदा सेव्यं नरोत्तमैः ॥

આ શ્લોકોનું તાત્પર્ય એ છે કે, "હે અમ્બરીષ! હરિને સમર્પણ કર્યા વગર ખાનાર સાત કલ્પ નર્ક ભોગવે છે. અવૈષ્ણવોનું, પતિતોનું અને ભગવાન શ્રી વિષ્ણુને નિવેદન નહિ કરેલું અન્ન (ભોજ્ય) કુતરાંના માસની બરાબર છે. જે કોઇ પરમાત્મા શ્રી હરિને નિવેદન કર્યા વગર અન્ન ખાય છે એના પિતરો અનન્તકાળ સુધી નર્કમાં પડ્યા રહે છે." હે અમ્બરીષ! નવું વસ્ત્ર, નવીન ફળ, અને નવું અન્ન અને નવો રસઆદિ શ્રી વિષ્ણુને નિવેદન કરીને જ ઉત્તમ મનુષ્યોએ ઉપયોગમાં લેવાં." સંયોગવશાત્ કોઇ પરદેશમાં હોય અને પોતાના ઇષ્ટ દૂર હોય અને જો શિષ્ય ભોજન કરવાનો આગ્રહ કરે તો દુધ અને ફળાદિ "શ્રી નામ સેવા" અથવા "શ્રી ધ્યાન સેવા" દ્વારા પોતાના ઇષ્ટને મનસા નિવેદન કરી પછી તે પ્રસાદ પોતે ગ્રહણ કરવો.

દાસને માટે શ્રીમદ્‌ભાગવતમાં લખ્યું છે કે

यन्नामश्रुतिमात्रेण पुमान् भवति निर्मलः ।
तस्य तीर्थपदः किं वा दासानामवशिष्यते ॥
तावत् रागादयः स्तेनास्तावत्कारागृहं गृहम् ।
तावन्मोहोऽङ्घ्रिनिगडो यावत् कृष्ण न ते जनाः ॥

એવા દાસ થઇને જે અન્યાશ્રય રહિત અનન્ય કહેવરાવે છે, જે પ્રતિદિન પોતાના પ્રભુને નિર્મળ ભોજન અર્પણ કરીને ભોગ ધરેલા પ્રસાદથી પોતાનું પેટ ભરી સુખથી પોતાના દિવસો વ્યતીત કરે છે, જેના હૃદયની ગતિ 'દ્દઢ' થઇ ગઇ છે, અને જે પ્રેમભક્તિ પરાયણ પોતાના સ્વામીનો પ્રસાદ ગૃહણાત્મક અનન્ય દાસોના ધર્મવાળા વેદના અભિપ્રાયને જાણે છે. તે એકાદશીને દિવસે પોતાના પ્રભુના પ્રસાદનો શી રીતે ત્યાગ કરી શકે? અભીષ્ટ એ છે કે 'દ્દઢ રસિક અનન્ય દાસોનો ધર્મ છે કે તેઓ એકાદશીને દિવસે પણ પોતાના ઇષ્ટના પ્રસાદાન્નના ત્યાગ ન કરે પરંતુ નિર્ભય અને નિર્દ્વન્દ્વ ચિત્તથી એકાદશીને દિવસે પણ નિત્યની માફક પ્રસાદાન્ન ગ્રહણ કરી લે.–શ્રુતિમાં લખ્યું છે કે;–

एक एव नारायण आसीन्न ब्रह्मा नेमे द्यावापृथिव्यौ
सर्वे देवाः सर्वे पितरः सर्वे मनुष्याः ।
विष्णुनाऽशितमश्नन्ति विष्णुना घ्रातं जिघ्रन्ति विष्णुना
पीतं पिबन्ति तस्माद् विद्वांसो विष्णूपहृतं भक्षयेयुः ।

જેઓએ પ્રસાદ પ્રતિપાદક શાસ્ત્રોનું અવલોકન કર્યું નથી. એ અનભિજ્ઞ હૃદય ગૌતમીયના "वैष्णवा यदि भुञ्जन्ति एकादश्यां प्रमादतः અથવા નારદીયનું "यानि कानि च पापानि ब्रह्महत्यादिकानि च" આદિ વાક્યોના બળથી એકાદશીને દિવસે શ્રી પ્રસાદાન્નનો ત્યાગ કરે છે. કિન્તુ એઓએ જાણવું જોઈએ કે એનાં એકાદશી વ્રત પ્રતિપાદક વાક્યોનો ભગવાનને અનિવેદિત અન્ન માત્ર સાથે પ્રયોજન છે. કિન્તુ શ્રી પ્રસાદાન્ન સાથે નથી. વિશેષ તો એ છે કે પ્રસાદ પ્રતિપાદક પ્રમાણુ વાક્યોનું પ્રયોજન તો પ્રસાદના માટે એકાદશી વ્રતનો ત્યાગ સાથે પણ છે. જેમકે પદ્મ-પુરાણમાં લખ્યું છે કે–

एकादशीसहस्रेण द्वादशीनां शतेन च ।
यत्फलं लभते गौरि विष्णोर्नैवेद्यभक्षणात् ॥
एकादशीसहस्रं तु मासोपोषणकोटिभिः ।
तत्फलं प्राप्यते पुम्भिर्हरेर्नैवेद्यभक्षणात् ॥
किं तस्य तीर्थैः किं दानैः किं तपोभिः किमध्वरैः ।
प्रसादभोजिनां पुंसां किं व्रतैर्देहधारिभिः ॥
व्रतोपवासनियमैः कृच्छ्रचान्द्रायणादिभिः ।
यज्ञैर्नानाविधैः पुण्यैर्जपहोमादिभिस्तथा ॥
तुलापुरुषदानाद्यैः कोटिब्राह्मणभोजनैः ।
सम्यगाचरितैर्विप्रा यत्फलं लभते नरः ॥
तत्फलं समवाप्नोति विष्णोर्नैवेद्यभक्षणात् ।

આ સર્વનું તાત્પર્ય એ છે કે હજારો એકાદશી, સેંકડો દ્વાદશી અને કરોડો પૂર્ણ માસીના વ્રત કરવાથી જે ફળ થાય છે તે ફળ કેવળ શ્રી વિષ્ણુનો

પ્રસાદ મળવાથી થાય છે. નિત્યપ્રતિપ્રસાદાન્નપર જીવનાર દઢ દાસોને તીર્થોથી દાનપુણ્યથી, તપથી યજ્ઞોથી વ્રતોથી વ્રત અને ઉપવાસના નિયમોનું પાલન કરવાથી, કૃચ્છ ચાંદ્રાયણાદિ અને નાનાવિધ પુણ્યદાન યજ્ઞ જપ હોમાદિ સમ્યક્ આચરણોથી, તુલાદાનોથી અને કરોડો બ્રાહ્મણોને ભોજન કરાવવાથી શો લાભ છે? આ સર્વ શુભ કર્મ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે સર્વ ફળ કેવળ એક ભગવાન્ વિષ્ણુનો પ્રસાદ ભોજન કરવાથી થાય છે. પછી વૃથા શ્રમ કરી શા માટે વૃથા સમય બગાડવો? સ્કન્દ પુરાણમાં લખ્યું છે કે—

षड्भिर्मासोपवासैस्तु यत्फलं परिकीर्तितम् ।
विष्णोर्नैवेद्यसिक्थेन तत्फलं भुंजतां कलौ ॥

અર્થાત્ "છ મહિના એકાદશી આદિ ઉપવાસ કરવાથી જેટલું ફળ શાસ્ત્રમાં લખ્યું છે એટલું ફળ તો ભગવાન્ વિષ્ણુના જુઠણના એક ભાતનો દાણો ખાવાથી મળે છે." શ્રી પ્રસાદ મહાત્મ્યની આ ઉક્તિઓથી એકાદશી વ્રતાદિ વિધાયક ઉક્ત વાકયોની અનર્થકતા સિદ્ધ થાય છે. આ મહાપ્રસાદ અને એકાદશી વ્રતાદિ સંબંધમાં નારદ પંચ-રાત્રિ જોવું જોઇએ. એમાં લખ્યું છે કે પહેલાં દક્ષના યજ્ઞાન્ત કાળમાં એકવાર સભામંડપમાં નારદ, બ્રહ્મા, વેદને જાણવાવાળા બ્રાહ્મણ, મંત્રોથી પવિત્ર ઋષિ અને ભક્તિમાર્ગવાળા બિરાજ્યા હતા. વળી એજ સભામાં ધર્મજ્ઞાનને ધારણ કરવાવાળા બીજા ગૃહસ્થો, કોઈ વાનપ્રસ્થ, અને કોઇ પરમ પદને પ્રાપ્ત કરવાવાળા પરમહંસ આદિ બેઠા હતા. આ પ્રમાણે ત્રણ લોકના પ્રાણિયોથી પ્રપૂરિત એ યજ્ઞમંડપ શોભાયમાન થઈ રહ્યો હતો, ઋક્, યજુઃ સામ અને અથર્વાદિ વેદ ત્યાં મૂર્તિમન્ત બેઠા હતા. એવા સમયે વ્રત, તીર્થ, જપ, દાન, દક્ષિણા અને બીજાં અનેક શ્રુતિકર્મોને સાથે લઈ એ ભરી સભામાં એકાદશી આવી ઉભી રહી. ત્યારે દક્ષ પ્રજાપતિના સંકેતથી શ્રી નારદજીએ એકાદશીને પ્રશ્ન કર્યો કે "હે વિષ્ણુ નિરત તુલસીદાસ મંડિતે વિષ્ણુનામ પ્રિયે એકાદશી! આજ તારો દિવસ છે અને તું પોતે અહીં આવી છે. તો આ સંયોગ સારો છે. જગત્ના સંદેહ દૂર કરવાને અમે તને પુછીએ છીએ કે—"અભિમાની અને પાખંડી લોકો તારા દિવસે (એકાદશીને દિવસે) શ્રી ભગવાન્ વિષ્ણુનો પ્રસાદ સુદ્ધાનો ત્યાગ બતાવેછે.

માટે તું જ પોતે કહે કે—ભગવાનનું પ્રસાદાન્ન શ્રેષ્ઠ છે અથવા તું. આજ કંઈ અપ્રત્યક્ષ વાત નથી. તું પોતે અહીં ઉભી છે. બ્રહ્મલોકના સર્વ જણુ એ સાંભળી રહ્યા છે. આજે આ બાબતનો વિવાદ મટી જશે અને જેઓનો મત આ બાબતમાં કાચો છે તેમનો મત પાકો દૃઢ થઇ જશે. દક્ષ, હરિભક્ત, વિરક્ત ગૃહસ્થ, સંન્યાસી, હંસ, બ્રહ્મચારી અને દિગીક્ષ લોકો સર્વ અહીં બેઠા છે. સર્વ જણનો ભ્રમ ભાંગી જશે અને ભગવાન્ શ્રી વિષ્ણુના શ્રી પ્રસાદ પર શ્રદ્ધા રાખશે. અમે ઘણી વાર સમજાવ્યું અને શ્રી પ્રસાદની મહિમા જણાવી કે-ભાઈ! નાના પ્રકારનાં અન્ન, ઘૃતપક્વ, ભગવદર્પિત પદાર્થો જગતમાં જીવનો ઉદ્ધાર કરનારા છે. પરંતુ યજ્ઞ યોગ વ્રત દાન અને તીર્થાદિકના વૃથા પ્રમાદમાં ફસેલા પંડિતંમન્યો બ્રાહ્મણો આદિ અમારા શ્રુતિસંમત વાક્યો પર ધ્યાન આપતા નથી. એટલા માટે હે હરિદાસી! એકાદશી! આજ તું અહીં આવી પ્રમાણભૂત ઉભી છે તો તું અમારા પ્રશ્નનો ઉત્તર આપ કે જેથી જગતની દ્વિવિધાનું પણ નિરાકરણ થઈ જાય અને તારી ઉપાસના કરવાવાળાના ભ્રમનો નિરસન થાય". એટલું કહીને વૈષ્ણવોના શિરોભૂષણ ભગવાન્ શિવશંકર કહેવા લાગ્યા કે—હે શિવે! મારી સામે જ નારદનાએ પ્રશ્નના ઉત્તરમાં ધન્યાતિધન્યા વૈષ્ણવી એવી એકાદશી નિર્ભય વાણી બોલી કે

"रहस्यं परमं पृष्टं देवर्षिदेवदुर्लभम् ।
शृण्वन्तु ब्रह्मलोकस्था ब्रह्मसृष्टाश्रयाः प्रजाः ॥
काहमेकादशी मन्दा वराकी फल्गुपुण्यदा ।
क प्रसादान्नमीशस्य पावनं च मधुद्विषः ॥
केमा यज्ञक्रिया विप्राः क्षुद्रस्वर्गफलप्रदाः ।
नैवेद्यं च हरेः पुण्यं महिने व्रतकोटिदम् ॥
बाहुमुत्क्षिप्य वन्देहं विधेशतक्रतो सुराः ।
हरिप्रसादसदृशं पावनं नास्ति नास्त्यहो ॥
काहमेकादशी मन्दा क्व प्रसादो हरेस्तथा ।
मद्व्रतं ये प्रवर्तन्ते तेऽपि कालान्तरेपि च ॥

हरिप्रसादरुचयः हरिं यास्यन्ति नान्यथा ।
व्रतानि तीर्थनियमाक्रतवो दानदक्षिणाः ॥
भवन्ति पुण्यकर्माणि नाच्युतान्नसमान्यहो ।
प्रीतिपूर्वाच्युतान्नस्य सिक्थं यो प्राप्नुयाद्यदि ॥
तदास्मदादिकोटिभ्यः पुण्यैः किं सुकृतं भवन् ।
जानन्ति मुनयः सर्वे विबुधा मानवास्तथा ॥
व्रतं क्रतुः क्रिया दानं प्रसादाग्रे तृणोपमम् ।
हरिभक्तैः प्रसादान्नं यद्दिने नोपभुज्यते ।
तद्दिनं विफलं पुंसां ब्राह्मणानां विशेषतः ।
इंद्रादिक्षुद्रदेवानामुद्देशात्पावके हुतम् ॥
उद्देशमपि भुञ्जन्ति मद्दिने न हरेः कथाम् ।
प्रसह्य हरिदत्तान्नं ये भुञ्जन्ति नरोत्तमाः ॥
तानालोक्य पवित्राहं एकादशी द्विजोत्तमाः ।
त्रैवर्गिकफलान्याहुर्मन्मुखानि व्रतान्यहो ॥
माधवस्य प्रसादस्तु भक्तेः साधनमुत्तमम् ।
व्रतानि तीर्थानि तपांसि यानि
यज्ञश्च दानादि दया दमश्च ।
हरेः प्रसादेन समानमाहुर्ये तेऽधमाः स्पर्शनकर्मबाह्याः ॥
अहं प्रसादेन समेति मिथ्या लोकेष्वहंकार कथं वदामि ।
षंढो हि पुंसोम्बरभूषणाद्यः पुमान् कथं स्यादिति कामुको न॥"

એકાદશી કહે છેઃ "હે બ્રહ્મ લોકના નિવાસીઓ ? તથા બ્રહ્મ લોકના આશ્રિત પ્રજાજનો ? તમે પરમ રહસ્ય પૂછ્યું છે કે જે દેવોને ૠષિઓને અને મનુષ્યોને અત્યંત દુર્લભ છે તે હું કહું છું સાંભળો ॥૧॥ હું અલ્પ ફળ દેનાર બીચારી એકાદશી ક્યાં અને ભગવાન્ શ્રી કૃષ્ણનું પવિત્ર પ્રસાદાન્ન ક્યાં ॥ ૨ ॥ હે બ્રાહ્મણો ક્ષુદ્ર સ્વર્ગ વગેરે ફળ દેનાર યજ્ઞની ક્રિયાઓ ક્યાં અને મારા દિવસે અહણુ કરવાથી કોટિ એકા-

દશીનું ફળ દેનાર હરિનું પવિત્ર નૈવેદ્ય ક્યાં ॥ ૩ ॥ હે દેવો હું હાથ ઉંચા કરીને કહું છું સેંકડો વખત કહું છું કે હરિના પ્રસાદ જેવું એકાદશી વ્રત વગેરે કોઇ પવિત્ર કરનારૂં નથી તે નથી જ ॥ ૪ ॥ હું અલ્પશક્તિવાળી એકાદશી ક્યાં અને હરિનો પ્રસાદ ક્યાં? મારા વ્રતનું અનુષ્ઠાન કરવાનું તાત્પર્ય પણ કાલાન્તરમાં હરિના પ્રસાદમાં રૂચિ કરાવીને હરિને પ્રાપ્ત કરાવવામાં જ છે એટલે મારા વ્રતથી હરિના પ્રસાદમાં રૂચિ થાય છે અને તેથી હરિને પ્રાપ્ત થાય છે ॥ ૫ ॥ તમામ વ્રતો તીર્થો નિયમો યજ્ઞો દાન દક્ષિણાઓ બીજા બધા પુણ્ય કર્મો પણ શ્રી અચ્યુત ભગવાનના પ્રસાદાન્નની સમાન થઇ શકે નહિ ॥ ૬ ॥ પ્રીતિપૂર્વક શ્રી અચ્યુત ભગવાનના નૈવેદ્યનો એક ચોખો પણ ગ્રહણ કરે કે પ્રાપ્ત કરે તો પછી બીજા આપણા કરોડો પુણ્યોથી મેળવાતા સુકૃતનું કામ શું છે અર્થાત્ તેની આગળ તે અતિ તુચ્છ છે ॥ ૭ ॥ બધા મુનિજનો બધા દેવો તમામ મનુષ્યો પણ આ વાતને જાણે છે કે પ્રસાદની આગળ વ્રત ક્રતુ ક્રિયા દાન વગેરે બધા તૃણ સમાન છે ॥૮॥ જે દિવસે હરિ ભક્તને શ્રી પ્રસાદાન્ન જમવા ન મળે તે દિવસ તેમનો તદ્દન નકામો થયો એમ જાણવું તેમાં પણ બ્રાહ્મણ હરિ ભક્તને તો તેમ થાય તો અત્યંત વ્યર્થપણું જાણવું. ॥ ૯ ॥ ઇન્દ્ર વગેરે ક્ષુદ્ર દેવોને ઉદ્દેશીને અગ્નિમાં હોમેલું હવિ પણ મારા દિવસે (એકાદશીને દિવસે) હરિકથા ન કરવાથી વ્યર્થ છે ॥ ૧૦ ॥ જે ઉત્તમ મનુષ્યો બળાત્કારે પણ હરિપ્રસાદાન્નને મ્હારા દિને જમે છે હે બ્રાહ્મણો। તેઓને જોઇને (તેઓના દર્શનથી) હું એકાદશી પોતે પવિત્ર થાઉં છું. ॥ ૧૧ ॥ હું વગેરે બીજા બધા વ્રતો ત્રૈવર્ગિક ફળ દેનારા છે. (ધર્મ અર્થ અને કામને દેનારા છે) અને માધવ ( ભગવાન્ )નો પ્રસાદ તો ભક્તિનું ઉત્તમ સાધન છે એમ વિદ્વાનો કહે છે જેટલા વ્રતો છે જેટલા તીર્થો જેટલા તપો છે જેટલા યજ્ઞો છે જેટલા પ્રકારના દાન, દયા અને દમ (ઇન્દ્રિય નિગ્રહ) વગેરે છે એ બધા હરિના પ્રસાદની તુલ્ય છે એમ કહેનારા મનુષ્યો અધમ છે એમ જાણવું અને એઓ સ્પર્શ (અડવા) લાયક પણ નથી. ॥૧૩॥ હું ભગવાનના પ્રસાદની તુલ્ય છું એવો મિથ્યા અહંકાર કેવી રીતે કરી શકું કોઇ નપુંસક પુરૂષના વસ્ત્ર આભુષણો ધારણ કરે તેથી કાંઇ પુરૂષ

થઈ શકે નહિ કારણ કે તેમાં કામશક્તિ હોતી નથી તો પુરૂષનો વેશ ધારણ કરવાથી શું? તેમ હું ખોટો ડોળ કરૂં તે કેમ બને? ॥ ૧૪ ॥"

शिवोवाच ॥

इत्युक्त्वा ब्रह्मसदने स्वयमेकादशी पुरा ।
सत्य सत्यं पुनः सत्यं तत्रैवान्तरधीयत" ॥

પ્રસાદાન્ન ભક્ષણ પ્રતિપાદક વચનોમાં એકાદશીને દિવસે પણ પ્રસાદાન્ન ગ્રહણ કરવાનું પ્રત્યક્ષ વિધાન છે; કિન્તુ એકાદશી આદિ વ્રતોના પ્રતિપાદક વચનોમાં કંઈ પ્રસાદાન્નના ત્યાગનો સ્પષ્ટ ઉલ્લેખ નથી; પરંતુ એમાં સામાન્ય અન્ન ભોજન માત્રનો જ નિષેધ છે. એટલા માટે એકાદશી આદિ વ્રતમાં કેવળ સાધારણ અર્થાત્ અનિવેદિત અન્નભોજનનો જ ત્યાગ કરવો જોઈએ. પ્રસાદાન્નનો ત્યાગ અયોગ્ય છે. અધિકમાં તો દાસનો એ પરમ ધર્મ છે કે, પોતાના સ્વામીની જુઠણથી પોતાનું ઉદર પોષણ કરવું; શ્રીમદ્ભાગવત એકાદશસ્કન્ધમાં શ્રી ઓધવજીનું વાક્ય છે કે,

त्वयोपभुक्तस्रग्गन्धवासोलंकारचर्चिताः ।
उच्छिष्टभोजिनो दासास्तव मायां जयेमहि ॥

અર્થાત્ હે મહારાજ! આપના પ્રસાદી ફુલ, માળા ચંદન અને અલંકારોથી જેમનું અંગ ચર્ચિત છે, અને આપના ઉચ્છિષ્ટથી જ જીવિત છે. તે જ આપનો દાસ છે." વળી

हरिरूपं मुखे नाम नैवेद्यमुदरे हरेः ।
पादोदकं च निर्माल्यं मस्तके यस्य सोऽच्युतः ॥

અર્થાત્ કે "ભગવાન હરિનું રૂપ જેના હૃદયમાં છે, મુખમાં નામ છે, ઉદરમાં નૈવેદ્ય છે, પાદોદક અને નિર્માલ્ય જેનાં મસ્તકપર છે તે હરિના સમાન છે." ગરૂડ પુરાણમાં લખ્યું છે કે—

पादोदकं पिबेन्नित्यं नैवेद्यं भक्षयेद्धरेः ।
शेषाश्च मस्तके धार्य्या इति वेदानुशासनम् ॥

અર્થાત્ "શ્રી ભગવાન હરિની જુઠણ નિત્ય ખાવી અને ચરણામૃત જ પીવું પ્રસાદને ભક્ષણ કરવું તથા શેષને માથે ચઢાવવો એ વેદની આજ્ઞા છે." પદ્મપુરાણમાં લખ્યું છે કે,

कौतुकं शृणु मे देवि विष्णुनिर्माल्यवह्निना ।
तापितं नाशमायाति ब्रह्महत्यादिपातकम् ॥

અર્થાત્ "શ્રી મહાદેવજી કહે છે કે—હે દેવિ! આ કૌતુકની વાત જુઓ કે શ્રી વિષ્ણુના પ્રસાદની હવા લાગતાંની વાર બ્રાહ્મણ હત્યાદિક પાપ મુક્ત થાય છે. ભવિષ્યપુરાણમાં લખ્યું છે કે,

"यानि कान्युपपापानि महापापानि यानि च ।
तानि सर्वाणि नश्यन्ति जगन्नाथान्नभक्षणात् ॥"

અર્થાત્ શ્રી ભગવાન હરિનો પ્રસાદાન્ન ખાવા માત્રથી જ જેટલાં પાપ અને મહાપાપ છે તે છુટી જાય છે. ગરૂડપુરાણમાં લખ્યું છે કે,

भक्त्या लोभात्कौतुकाद्वा क्षुधासंशमनाय च ।
आकण्ठभक्षितो नित्यं पुनाति सकलां हि सः ॥
निन्दन्ति ये तदमृतं मूढाः पण्डितमानिनः ।
स्वयं दण्डधरस्तेषु सहते नापराधिषु ॥
व्रतस्था विधवा चैव सर्ववर्णास्तथाश्रमाः ।
तत्प्राशनेन पूयन्ते दीक्षिताश्चाग्निहोत्रिणः ॥

અર્થાત્ કે શ્રી પ્રસાદનું મહાત્મ્ય એવું છે કે એને કોઇ લોભથી, કૌતુકથી કે પેટ ભરવાને માટે ખાય તો તે સર્વ પ્રકારના જીવને ઉદ્ધાર જ કરે છે જે કોઇ મૂઢ અથવા પંડિત માની એવા શ્રી પ્રસાદની નિંદા કરે છે એને દંડધર ભગવાન સ્વયં દંડ આપે છે. વ્રત કરવાવાળા વિધવા, સર્વ વર્ણ અને આશ્રમના લોકો, વિશેષમાં દીક્ષિત અને અગ્નિહોત્રી આદિ સર્વ શ્રી પ્રસાદ મળતાં પવિત્ર થાય છે. ઇત્યાદિ ઇત્યાદિ.

વેદોના અભિપ્રાયને જાણનાર 'દૃઢ રસિક અનન્ય દાસ ભક્ત વૈષ્ણવ," એકાદશીને દિવસે પોતાના પ્રભુના શ્રી પ્રસાદનો ત્યાગ શી રીતે કરી શકે? અસ્તુ, કદાચિત્ કોઇ કહે કે જો હરિવાસર (એકાદશી)ને દિવસે અન્ન માત્રમાં પાપ રહે છે તો શ્રી ભગવાનને પણ એ દિવસે ફલાહારાદિકનો ભોગ સમર્પણ કરવો જોઇએ. તો એનો ઉત્તર એ છે કે શ્રી ભગવાન વિષ્ણુને કેવળ ફલાહારાદિક ભોગ ધરાવાતો નથી. પરંતુ રાજભોગની

સેવામાં અન્નાદિક છપ્પનભોગને જ સમર્પણનું વિધાન છે. એકાદશી આદિ વ્રતના દિવસે પણ અન્નનો ભોગ ધરાવવો જોઇએ. વિશેષતઃ બૃહદ્વિષ્ણુ, પુરાણમાં લખ્યું છે કે–

देवानां च पितृणां च ऋषीणां सर्वदेहिनां ।

नान्नं दद्यात् सविद्वद्भिः भगवन्तं हरिं विना ॥

અર્થાત્ કે એક શ્રી હરિ સિવાય ઇતર દેવતા, પિતૃ, ઋષિ, અને દેહધારિયોને એકાદશીને દિવસે અન્ન ન આપવું જોઇએ. આ પ્રમાણે જ્યારે એકાદસીને દિવસે જો અન્નનો જ ભોગ ભગવાનને ધરાવાય તો પછી તે અન્ન શ્રી પ્રસાદ થઇ ગયું. અને જો તે પ્રસાદ થઇ જાય તોપછી શ્રી દઢરસિક અનન્ય ભક્ત એનો ત્યાગ કરી શકે નહીં, એટલો સિદ્ધાન્ત નિશ્ચય છે કે–દઢરસિક અનન્ય ભક્તજને એકાદશી આદિ વ્રતોના દિવસે પણ પોતાના શ્રી ઇષ્ટ દેવનું પ્રસાદાન્નનું ભોજન કરવું એ પરમ ધર્મકર્તવ્ય છે.

* ગયા અઠવાડિયામાં શ્રી મહાપ્રસાદ અને એકાદશી વ્રતના સંબંધમાં શાસ્ત્રીય પ્રમાણો અમે પ્રકાશિત કરી ચુકયા છીએ. આ અઠવાડિયે એ પૂર્વપક્ષ નિક્ષિપ્ત પ્રમાણ પુંજોથી શ્રી વૃન્દાવનસ્થિત રાધારમણી ગોસ્વામીઓ પ્રતિ જે પ્રશ્ન ઉપસ્થિત થાય છે તેને દર્શાવીને આ પ્રબંધની પરિસમાપ્તિ કરીશું. આશા છે કે રાધારમણી ગોસ્વામીઓ, સંપાદક આચાર્ય અને 'શ્રી કૃષ્ણ ચૈતન્ય ચંદ્રિકા'ના સંપાદક ગોસ્વામી શ્રી રાધાચરણજી અમારા આ પ્રશ્નોનો ઉત્તર અવશ્ય પ્રદાન કરી પોતાનો ઉત્તરપક્ષ પરિપુષ્ટ કરશે.

૧ શું આપ સર્વ પ્રતિદિન અનિવેદિત ભોજન કરો છો?

૨ શું આપ એકાદશીને દિન અનિવેદિત (પદાર્થો) ખાવ છો ?

૩ જો એકાદશીને દિવસે પણ આપ અનિવેદિત નથી ખાતા અને તે દિવસે શ્રી મહાપ્રસાદ જ લ્યો છો તો એકાદશીને દિવસે શ્રી રાધારમણજી અથવા પોતાના ઠાકોરજીને કેવળ ફલાહારનો ભોગ ધરાવો છો?

---

* ૩૦ મી ઓગસ્ટ ૧૯૧૩ ના 'વિહારબન્ધુ'માંથી ઉદ્ધૃત.

૪ જો આપ એકાદશીને દિવસે આપના ઇષ્ટ અને પૂજ્ય ઠાકોરને ફલાહારનો ભોગ ન ધરાવતાં પ્રતિદિનની માફક છપ્પનભોગ ધરાવો છો તો પછી તે મુક્ત અન્નનું શું કરો છો ?

૫ કદાચ જો આપ એકાદશીને દિવસે ભોગ ધરાવેલા અન્નને ભોજનમાં લ્યો છો તો પછી આટલી વિતંડા શા માટે કરો છો ? કારણ કે અમારો પક્ષ તો એકાદશીને દિવસે પ્રસાદી અન્ન ખાવાનો છે. અનિવેદિત અન્ન તો એકાદશીને દિવસે તો શું પણ પ્રતિદિન તેનો અમે નિષેધ કરીએ છીએ. અનિવેદિત અન્ન ભક્ષણને તો અમે પદ્મપુરાણના ઉત્તર ખંડમાં લખ્યા મુજબ કુતરાના માંસના ભક્ષણ સમાન માનીએ છીએ.

૬ વારૂ, જો આપ એકાદશીને દિવસે શ્રી ભગવાનને નિવેદિત અન્ન (દાળ, ભાત, ખીર, પૂરી, પકવાન વગેરે)નો પરિત્યાગ કરી કેવળ નિવેદિત (યા અનિવેદિત) ફલાહાર ભોજન કરો છો તો પછી આપે તે નિવેદિત અન્ન પ્રતિ ઘૃણા વા પરહેજ કર્યો કે નહિ ? અને આને માટે આપ શ્રી ભગવાનના સેવાપરાધી થયા કે નહિ ?

૭ શું આ સત્ય વાત નથી કે જેનો જે દાસ (ખિદમતગાર, નફ્ફર વા ગુલામ) થાય છે તે તેના જુઠણથી પોતાનું ગુજરાન કરતો તેના દરવાજાપર કે ડોઢીપર પડી રહે છે ? તો શું એટલુ પણ આપના મગજમાં નથી આવતું કે આ પ્રમાણે પ્રતિદિન નિયમ અને આશ્રયપૂર્વક જુઠણ ખાનારદાસજનો જો એક દિવસ આ પ્રમાણે કરી પોતાના સ્વામીના પ્રસાદનો ત્યાગ કરે કે એમ સમજે કે,—"આ અન્ન ખાવાથી મને બ્રહ્મહત્યાદિક સમાન પાપ લાગશે એથી હુ નહિ ખાઉ" તો શું એ દાસનો સ્વામી એ દાસથી પ્રસન્ન રહેશે ખરો ? વા એ દાસને વંચક (ઠગ) જાણી તેના પ્રતિ રુષ્ટ થશે ખરો ?

૮ યદિ રુષ્ટ થશે તો, જો મનુષ્ય પણ પોતાના દાસથી જુઠણનો આ પ્રમાણે અનાદર દેખીને રુષ્ટ થાય તો ભગવાન પોતાના

ભક્તદ્વારા એકાદશીને દિવસે આ પ્રમાણે પોતાના પ્રસાદનો પરિત્યાગ જોઈ શું રુષ્ટ નહી થાય?

૯ જો રુષ્ટ (ગુસ્સે) થાય તો, આપ શું આ વાતનો ઉત્તર આપી શકો છો કે—"ભગવાન શ્રી હરિના આ પ્રમાણે રુષ્ટ થવાના દુષ્પરિણામનું ફળને, એકાદશી વ્રતથી પ્રાપ્ત થયેલા સુપરિણામના ફળથી કોઈપણ રોકી શકે છે ખરું?

૧૦ જો કોઈ રોકી શકતું નથી તો પછી વૈષ્ણવોએ શા માટે એકાદશીને દિવસે નિરાહાર રહેવું જોઇએ? શું ભગવાન વિષ્ણુની રુષ્ટતા મેળવવા માટે? અથવા પોતાના પ્રાણપતિના અન્નાદિ જુઠણને ધૃણિત (તિરસ્કાર કરવા યોગ્ય) સમજી ભંગી આદિ અંત્યજોને આપવા માટે.

૧૧ શું આપ લોકો સત્યપૂર્વક આ વાતનો ઉત્તર આપી શકો છો કે—"શ્રીવૃદાવનસ્થિત શ્રી રાધારમણજીના મંદિરના પ્રસાદાન્ન (દાળ ભાત, રોટલી, કઢી, ખીર, પૂરી, કચોરી, લાડુ)ને એકાદશીના દિવસે બરાબર એ પ્રમાણે આપ, આપના સ્ત્રી પુત્રાદિ પરિવાર અને સેવક પરિચારક, નરનારી અને અન્યાન્ય અનુયાયિઓ ગ્રહણ કરે છે, જે પ્રમાણે તેઓ પ્રતિદિન પ્રસાદાન્ન લે છે તેમ અથવા એકાદશીને દિવસે તે પ્રસાદ ભંગી, ધોબી, ચમાર, અને હલકા વર્ણના લોકોમાં વહેંચી દેવામાં આવે છે?

૧૨ જે પ્રસાદાન્ન દશ દિવસ સુધી ભક્તિ, શ્રદ્ધા, અને પ્રેમથી ખાવા યોગ્ય છે તે શું અગિયારમે દિવસે એટલું ધૃણિત થઈ જાય છે કે એને ભંગી સિવાય કોઈ ગોસ્વામી અથવા સાધારણ વૈષ્ણવ સુદ્ધાં ખાઈ શકતો નથી? આ કેવી વૈષ્ણવતા અને કેવું દાસત્વ? ખાલી કરતાલ વગાડતાં વગાડતાં ભાંગ પી મૂર્છિત થઈ જવું એનું નામ ભક્તિ અને પ્રેમ નથી. એ તત્ત્વને સમજવું જોઇએ છે.

૧૩ જો આપ એમ કહો કે એકાદશીને દિવસે એક કણ માત્ર લઇએ છીએ અને બાકીનો બીજે હલકા લોકોમાં વ્હેંચી

નાખીએ છીએ તો તે પણ અસમંજસની જ વાત છે કારણ કે કણુ સીવાય બાકીનો પ્રસાદ ઘૃણિત અને પારત્યાજ્ય થયો. આપ લોકોની આ ચાલ શું ભગવાનથી ચતુરતાની વાત નથી?
૧૪ જો આપ એમ કહો કે, "સર્વ લોક કંઈ પ્રસાદાન્નપર ગુજારો નથી કરતા. અધિકાંશ અનિવેદિત ખાય છે. તો એવા લોકોએ એકાદશી વ્રત અવશ્ય કરવું જોઇએ." આના ઉત્તરમાં અમે એમ કહીએ છીએ કે, "હા, અનિવેદિત ભક્ષિયોએ અવશ્ય એકાદશી વ્રત કરવું જોઇએ. એકાદશી વ્રતનો નિષેધ તો કેવળ અમારા દૃઢ વૈષ્ણવોને માટે છે કે જેઓ નિત્ય પ્રસાદાન્ન લે છે. અને પ્રસાદી કર્યાં વગર પાણીનો એક ઘુંટડો સુદ્ધાં લેતા નથી. કેમકે શાસ્ત્રની આજ્ઞા પણ એવું અનિવેદિતં ભક્ષણ કરવાવાળા માટે એકાદશી વ્રત કરવાની છે. પ્રસાદ લેવાવાળા માટે નથી. તેમજ પ્રસાદાન્નમાં એ એકાદશીના દિવસે અનિવેદિત અન્નની માફક પાપ પણ રહેતું નથી." પરંતુ અમે પુછીએ છીએ કે—અન્ય સાંસારિક સ્વેચ્છાચારી મનુષ્યોની માફક વૈષ્ણવોએ પણ (ભગવદર્પણ કર્યાં વગર રાત દિવસ કચર કચર કરવું જોઇએ? બીજાઓ (વૈષ્ણવેતર)ને માટે તો અમે કંઇ નથી કહેતા પરંતુ વૈષ્ણવોને માટે તો પ્રભુને અર્પણ કર્યાં વગરનું અન્ન શું શ્વમાંસ (કુતરાનો માંસ)ની બરાબર નથી? તો પછી કોઇપણ વૈષ્ણવ પછી શી રીતે અનર્પિત અન્ન ખાઇ શકે? વળી જ્યારે "एक एव नारायण आसीत्" ઇત્યાદિ વેદવાક્યમાં વૈષ્ણવોને પ્રતિદિન પ્રસાદ ભક્ષણ એ અવશ્ય માન્ય વિધિ છે તો પછી કોઇપણ વૈષ્ણવ અનિવેદિતાન્ન શી રીતે ખાઇ શકે? અને જો કોઈ વૈષ્ણવ થઇને વૈષ્ણવ ધર્મના નિત્યપ્રતિ શ્રી મહાપ્રસાદાન્ન ગ્રહણાત્મક મૂળ વિધાનને નહી માને અને સાધારણ મનુષ્યોની માફક અહી તહીં સ્વતંત્રતાપૂર્વક જે જ્યાં મળ્યું તે કચડી ખાધું એમ કરે તો એવા સ્વાર્થીઓને માટે શ્રી મહાપ્રસાદ લક્ષણના સુફળની પ્રાપ્તિ તો હજાર કોસ દૂર છે એટલું જ

નહી પણ એવા માટે તો એકાદશી વ્રત કરતું અને ન કરવું સમાન છે. વૈષ્ણવે કદાપી અને કોઇ પણ અવસ્થામાં અની વેદિત અન્ન શું ખાતું જોઇએ ?

૧૫ શું એકાદશીના વ્રત કરતાં મહાપ્રસાદાન્ન ગ્રહણ કરવાનું ફળ ન્યૂન (ઓછું) છે ? જો આપ ઓછું કહો તો આગળ ઉલ્લેખ કરવામાં આવેલા, પદ્મપુરાણ, ભાગવત, શ્રુતિ, સ્મૃતિ, સ્કન્દ-પુરાણ અને વૈષ્ણવોના સર્વતો માન્ય 'શ્રી નારદ પંચરાત્ર'માં સ્વયં એકાદશીએ કહેલાં વાકયોનો આપ શું ઉત્તર આપો છો ? જો આપ ઉક્ત વાકયોને માની શ્રી મહાપ્રસાદની શ્રેષ્ઠતાનો અધિક સ્વીકાર કરો છો તો આપની હઠ અને શરમભર્યા આ લોકવ્યાપી દુરાગ્રહનો શું અંત આણો છો ? બુદ્ધિમાનોને માટે આ શું આશ્ચર્ય અને વિચારની વાત નથી કે જ્યારે બ્રહ્મા આદિ બધા દેવતાઓની ભરી સભામાં એકાદશીએ હાથ ઉંચો કરી ઉચ્ચ સ્વરે પોતે સ્વમુખે કહ્યું કે "હું સર્વ રીતે કનિષ્ઠ છું અને શ્રી પ્રસાદાન્ન સર્વ રીતે શ્રેષ્ઠ છે; હું તો શું પણ શ્રી પ્રસાદાન્નથી કોઈ પણ મોટા નથી. મારા કરોડ વ્રત કર-વાથી જે થઈ શકતું નથી, તે શ્રી પ્રસાદાન્નના એક કણથી થઈ શકે છે. જે વૈષ્ણવ મારા દિવસે (એકાદશીના દિવસે શ્રી હરિનું પ્રસાદાન્નને આરોગતો નથી. તે મારા દિવસને વ્યર્થ ગુમાવી દે છે; કારણ કે હું તો ત્રિવર્ગનું ફળ આપી શકું છું, પણ મહાપ્રસાદ તો સ્વયં શ્રીહરિજ છે. હું નિર્ધન, ને સાધનનો હેતુ છું પરંતુ પ્રસાદાન્ન ધનવાન અને સ્વયંસિદ્ધ છે". એટલું જ નહિં પણ પરમ વૈષ્ણવી શ્રી એકાદશીજીએ પોતાને દિવસે પ્રસાદાન્ન નહી ખાનારને માટે અનેક અનેક દોષ અને દણ્ડ કહ્યા છે. તો પછી એકાદશી વ્રતના અંધ પક્ષપાતી વૈષ્ણવ શા બળ પર એકાદશી વ્રતની હિમાયત કરે છે ?

૧૬ શું કોઇ પણ એકાદશી વ્રતનો પક્ષપાતી અમને કોઈ પણ શાસ્ત્રના પણ એક શ્લોકમાં એવું પ્રમાણ વાક્ય બતાવી શકે

છે કે જેનો અર્થ આ પ્રમાણે હોય કે "એકાદશીને દિવસે શ્રી પ્રસાદાજનો ત્યાગ કરવો જોઇએ?"

૧૭ શું જગન્નાથપુરીમાં સામાન્ય રીતે લોકો એકાદશીને દિવસે શ્રી પ્રસાદાજ (દાળ ભાત) નથી ખાતા?

૧૮ હમે તો કેવળ લખાણપટ્ટી કરી છે, પરંતુ જગન્નાથજીમાં અને આપના પડોશમાં શ્રી રાધાવલ્લભીજીના મંદીરમાં ખુલ્લે ખુલ્લી રીતે ભગવાન શ્રીહરિના દૃઢ અનન્ય ધર્મી પ્રસાદાજના હીમાયતી વૈષ્ણવો એકાદશીને દિવસે શ્રી પ્રસાદી દાળભાત ખાય છે અને આપને જુડો અંગુઠો બતાવે છે તો આપે કદી ઉક્ત પ્રસાદ પરિપુષ્ટોને કંઇ કહ્યું છે?

૧૯ મહાપ્રસાદ પ્રશંસિત અમારા જે વ્યાખ્યાનથી આપના સમાજમાં આવો વિદ્વેષાગ્નિ ભભુકી ઉઠગો છે. તે વ્યાખ્યાન એક એ નહી પણ હજારો વિદ્વાન્ અને આચારવીચારવાળા વૈષ્ણવાચાર્ય અને તેમના શિષ્યો સંમુખ, વિશેષમા શ્રીમાન્ મહારાજ રીવાંની સ્હાંમે થયું હતું અને પછી સામાન્ય રીતે"શુભચિંતક' જેવા વિશ્વ વૈષ્ણવ વ્યાપ્ત ચતુરસંપ્રદાયની શ્રી વૈષ્ણવ મહાસભાના મુખપત્રમાં છપાયું છે. તો પછી એનું શું કારણ છે કે કોઈ બીજાએ એનો પ્રતિવાદ ન કર્યો અને કર્યો તો કેવળ એકલા આપ વિદ્વેષીઓએ?"

૨૦ શ્રી ભગવાન વિષ્ણુ સ્વામી છે. એકાદશી એમની દાસી છે. એથી ભગવાન શ્રી વિષ્ણુના મહાપ્રસાદનો પક્ષ કરવાથી અમો સ્વયં હરિના હીમાયતી છીએ અને આપ સર્વ એકાદશી વ્રતની તરફદારી કરવાથી એમની દાસીના હીમાયતી છો. એથી આપ એટલું જાણવા છતાં ફરીથી આ સંબંધમાં અમને કંઇ કહી શકશો?

# જાહેર ખબર

ગુજરાતી ભાષામાં અનુવાદિત અનેક વૈષ્ણવ ધાર્મિક પુસ્તકોમાંનું એક બહુ મોટું નહિ તેમ બહુ નાનું પણ નહિ એવું "વિલાસિની અને કમંડીબાઇ" નામનું પુસ્તક મુંબઇના પ્રખ્યાત શેઠ શ્રી કેશવલાલ રણછોડદાસ ભગત સોનાવાળાના અત્યંત નિજધર્મકર્મપરાયણ ધર્મ પત્ની શ્રી જીવીબાઇ નામના શેઠાણીની જ સંપૂર્ણ દ્રવ્યની સહાયતાથી છપાયેલ ઉક્ત પરમ ઉદાર શેઠાણીના તરફથી વિના મૂલ્ય આપવાને માટે સ્વીકાર્યું છે દઢ રસિક અનન્ય ધર્મવાળાઓએ જરૂર એ "વિલાસિની અને કમંડીબાઇ" નામનું અત્યંત ઉત્તમ ઉપદેશ દેનાર પુસ્તક વગર મૂલ્યે મગાવી લેવું જોઇએ. આસ્તિક શ્રદ્ધાળુને ટપાલ ખર્ચ માટે ફક્ત એક આનાની ટીકટ મોકલવાથી વિના મૂલ્યે ઘેર બેઠાં મળી જશે. એ પુસ્તક શ્રી કવિ ચૂડામણિજી મહારાજ કે જેઓ હાલ અન્નકૂટના મહોત્સવ સુધી અહિં બિરાજવાના છે અને ત્યાર બાદ ગુજરાત વગેરે દેશોમાં જ્યાં બિરાજતા હોય ત્યાં નિવેદન પત્ર લખી જણાવવાથી તેમની પાસેથી અથવા અમને લખવાથી અમારી પાસેથી મળી શકશે. ઉક્ત શ્રી કવિ ચૂડામણિજી મહારાજના જગત્ વન્દ્ય "શ્રી અનન્ય વૈષ્ણવધર્મ" અને "શ્રી હિતપત્ર" નામના બે મોટા પુસ્તકો ગુજરાતી ભાષામાં અત્યંત સરલ અને સુંદર રીતે અનુવાદિત થયેલા લખેલા તૈયાર છે અને થોડા જ સમયમાં છપાવી બહાર પાડવા યોગ્ય છે અને જેમ બને તેમ જલદી છપાઇને પ્રગટ થવાના છે વિશેષ હકીકત જાણવી હોય તો શ્રી કવિ ચૂડામણિજી મહારાજને અથવા અમને મળવું અથવા પત્રથી લખી જણાવવું. હિતવાણી પુસ્તકો મળવાનું ઠેકાણું.

વિનયાવનીત

**મેસર્સ ભોગીલાલ પૂનમચંદ**

સુતરના વેપારી ત્રાંબાકાંટા મુંબઇ નં. ૩

# ખાસ ખબર

ગુજરાત પ્રાન્તના સમસ્ત શ્રી રાધાવલ્લભસંપ્રદાયના વૈષ્ણવોને ઘણીજ ખુશીની સાથે ખબર આપવામાં આવે છે કે આપણા સંપ્રદાયના અપ્રતિમ વિદ્વાન્ અને વાણીમર્મજ્ઞ ધર્મધુરંધર પૂજ્યશ્રી ગોસ્વામી ગોવર્ધન લાલજી મહારાજ કવિ ચૂડામણિજી (જેઓશ્રીએ પોતાનું સંપૂર્ણ જીવન અને ધન આપણા સંપ્રદાયની વાણીના પ્રચાર કાર્યમાં જ લગાવ્યું છે. તેઓશ્રી) આજકાલ અહિં મુંબઈમાંજ બિરાજે છે. અને આપણાં ધર્મના હસ્તલિખિત અપ્રકાશિત પાંચસો ૫૦૦) પુસ્તકો સાથે લાવેલા છે અને તે અત્યંત દુર્લભ ગ્રંથોના પ્રકાશ અને પ્રચાર પ્રયત્ન કરી રહ્યા છે. તેમાં આનન્દની વાત એ છે કે મુંબઈનાં ભારત વિખ્યાત શ્રી વેંકટેશ્વર પ્રેસના માલિક ધર્મોદાર બન્ને ભાઈઓ શેઠ શ્રી રંગનાથજી અને શ્રી નિવાસજી સાહેબોએ પોતાના ખર્ચથી ઉક્ત મહારાજશ્રી સાથે તેમના બધા વાણીગ્રન્થોને નીચે જણાવેલ શરત પ્રમાણે છાપવા માટે ચોક્કસ વચન આપ્યું છે કે "મોટા અથવા નાના જે જે ગ્રન્થો અમે છાપીને જેમ જેમ તૈયાર કરીએ તેમ તેમ તે તે ગ્રન્થોને સાંપ્રદાયિક આચાર્યો અને સેવકવર્ગ ખરીદતા જાય." આવા કારણથી સમસ્ત ધર્મ હિતૈષી આચાર્યશ્રીઓ અને સેવક સજ્જનો ને સવિનય નિવેદન છે કે આ વિનંતિને અનુસારે "વાણીગ્રન્થો જેમ જેમ છપાઈને તૈયાર થતાં જાય તેમ તેમ એક એક પ્રત (અથવા જેમની શ્રદ્ધા અધિક હોય તેમણે અધિક સંખ્યા સ્વીકારવા માટેની સૂચનાના પત્રમાં પોતાના નામની સાથે લખી જણાવવી.) તે પુસ્તકોને સ્વીકારવાનો પત્ર "ઉક્ત પ્રેસની વી.પી. ને અમે પાછી નહિ જવા દઈએ" વગેરે પ્રતિજ્ઞા સહિત શ્રીયુત ગોસ્વામી ગોવર્ધનલાલજી મહારાજ કવિ ચૂડામણિજી ઉપર શેઠ ગોવર્ધનદાસ સ્વરૂપદાસ સોનાવાળા ભગત કુંભાર ટુકડા મુંબઈ નં. ૨ એવા શીરનામાથી લખી મોકલશો. વાણી ગ્રન્થો બધા ગુજરાતી અક્ષરોમાં જ છપાઈ રહ્યા છે ને બધાને ફક્ત પડતર કિંમતથી જ દેવામાં આવશે. હિતવાણી ગ્રન્થોની કિંમતમાં કોઈએ અધિકતાની શંકા કરવી પણ નહીં આ મોટું કાર્ય ફક્ત શ્રી વાણી ગ્રન્થોના બહોળા પ્રચારને માટે જ કરવામાં આવે છે.

મુંબઈ ગુરુ પૂર્ણિમા
૧૯૮૫

શાહ છોટાલાલ ચુનીલાલ
ચાંપાકાંટા મુંબઈ નં. ૩